પ્રકાશન નં.: ૨૬

# હઝરત થાનવી (રહ.) ની ઝિંદગી

## ઉસૂલ અને નસીહતો


સંપાદક

અબૂલ અરફાત હઝ. મવ. મુહમ્મદ નાસિર તાવલ્વી સાહેબ

પ્રેરક

(હઝ.મવ.) મુફતી અબ્દુલ્લાહ સાહબ દા.બ. (મઝાહિરી)

મોહતમિમઃ જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ

અનુવાદક

અહમદહુસૈન ઉમર ગાઝી





પ્રકાશક

"બયતુલ ઈશાઅત"

જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧

તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯

(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

પ્રકાશન નં.: ૨૬

# હઝરત થાનવી (રહ.)ની ઝિંદગી

## ઉસૂલ અને નસીહતો

**સંપાદક**

**અબૂલ અરફાત હઝ. મવ. મુહમ્મદ નાસિર તાવલ્વી સાહેબ**

**પ્રેરક**

**(હઝ.મવ.) મુફતી અબ્દુલ્લાહ રવીદ્રવી (સા.)**

**મોહતમિમ: જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ**

**અનુવાદક**

**અહમદહુસૈન ઉમર ગાઝી**

**પ્રકાશક**

**"બયતુલ ઈશાઅત"**

**જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.**

**મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧**

**તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)**

**ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨**

| | |
|---|---|
| કિતાબનું નામ | હઝરત થાનવી (રહ.)ની ઝિંદગી<br>ઉસૂલ અને નસીહતો |
| સંપાદક | અબૂલ અરફાત હઝ. મવ. મુહમ્મદ નાસિર તાવલ્વી સા. |
| અનુવાદક | અહમદહુસૈન ઉમર ગાઝી |
| આવૃત્તિ | પહેલી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશન વર્ષ | મુહર્રમુલ હરામ ૧૪૩૫ હિજરી<br>જાન્યુઆરી ૨૦૧૪ |

"બયતુલ ઈશાઅત"
મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧
તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯
(મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

# અનુક્રમણિકા

# પ્રકાશકીય

નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમિ મુહમ્મદિંવ વ આલિહી વ અસ્હાબિહિ અજમઈન.......

વિદ્વાન અને બહુશ્રૂત આલિમે દીન, હકીમુલ ઉમ્મત, મુજદ્દિદુલ્ મિલ્લત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) બહુમુખી પ્રતિભા અને બહુવિધ વ્યકિતત્વ ધરાવતા હતા. અખૂટ શકિતના સ્રોત હતા. આપ જે વિષયને પણ સ્પર્શતા તેને નવજીવન અને ન્યાય અર્પતા હતા. હઝરત થાનવી (રહ.) જીવંત સંસ્થા સમાન હતા. ઈસ્લામના સાહિત્યિક અને આધ્યાત્મિક આકાશના તેજસ્વી તારલા હતા. તફસીર, હદીષ, ફિકહ, તસવ્વુફ, મઅરિફત, સુલૂક, ઈત્તિબાએ સુન્નત અને તઝ્કિય–એ–બાતિન (આત્મશુદ્ધિ)ના ક્ષેત્રે આપનું ભવ્ય, અવિસ્મરણીય અને શ્રેષ્ઠ પ્રદાન રહેવા પામ્યું છે. ઈસ્લામી સંસ્કૃતિના પુનરુત્થાનનું અને ઈસ્લામી સમાજ સુધારણાનું હઝરત થાનવી (રહ.) દ્વારા અંજામ પામેલું કાર્ય ખૂબ ઉમદા, ઉદાહણીય અને ઉત્તમ રહેવા પામ્યું છે....... આપની દીની, ઈલ્મી, તબ્લીગી અને ઈસ્લાહી કૃતિઓની સંખ્યા એક હજારના આંકને આબી જાય છે. આવી તો અનેક ખિદમતો, ઉપલબ્ધિઓ અને સંપ્રાપ્તિઓ હઝરતના નામે બોલે છે..... ઓછા સમયગાળામાં બહુમૂલ્ય અને ઝડપી ઉપલબ્ધિઓ પ્રાપ્ત કરનાર મહાશયોની સંખ્યા આંગળીના વેઢે ગણી શકાય એટલી જુજ છે આવી જુજ વિભૂતિઓમાં આપની ગણના કરી શકાય છે..... અલ્લાહ તઆલાએ આપની ઉચ્ચ ઝાતમાં વિવિધ, ગેર મા'મૂલી કે અસામાન્ય કમાલાત અને સિફાત એકત્ર ફરમાવી દીધા હતાં.......

હઝરત થાનવી (રહ.) જેવા બુઝુર્ગોના બોધપ્રદ હાલાતે ઝિંદગી તથા પેરણાદાયક અને ફૈઝપૂર્ણ ઈલ્મી અને અમલી કમાલાતથી વર્તમાન પેઢીને માહિતગાર કરવી સમયની તાતી જરૂરિયાત છે. આ જ નેક હેતુસર

પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન કરાયું છે, જેથી આપણી વાર્તમાન અને ભાવિ પેઢી આવાં પુસ્તકોને માર્ગદીપ બનાવી પોતાનાં જીવનને દેદીપ્યમાન–રોશન, સાર્થક અને સુગંધિત બનાવી શકે.....

હઝરત હકીમુલ ઈમ્મત (રહ.)નાં પ્રેરક, જીવનપ્રસંગો, ખપકારક, જીવનમૂલ્યો, દિશાસૂચક જીવનસિધ્ધાંતો, અસરકારક બોધવચનો, માર્ગદર્શક સ્મૃતિઓ, લાભદાયક શ્રુતિઓ, ઉત્તમ નસીહતો, હિકમતસભર ઉપદેશો, અનુભવસિધ્ધ મા'મૂલાત, ઈલ્મી કમાલાત અને અમલી કારનામાઓને ખૂબીપૂર્વક આવરી લેતી આ અનમોલ, અનુપમ, અદફેરી અને અનન્ય કૃતિ "હઝરત થાનવી (રહ.)કી ઝિંદગીઃ ઉસૂલ ઔર નસીહતેં ' નું ગુજરાતી રૂપાંતર ગુર્જર મુસ્લિમ વાચકવર્ગના કરકમળમાં મૂકવા બદલ 'બયતુલ ઈશાઅત, પરીએજ" ધન્યતા અને આનંદની લાગણી અનુભવે છે.

હઝરત થાનવી (રહ.)ના મનોવિશ્વના આ દર્પણમાં અને જીવનદર્શનમાં મુસ્લિમ સમાજના દરેક વર્ગ માટે વિપુલ માત્રામાં કાબિલે ઈબ્રત અને લાઈકે હિદાયત જીવનપૂંજી છે. આ મૂલયવાન કિતાબ માનવઘડતરમાં મહત્ત્વંત ભૂમિકા નિભાવી શકે છે એનું વાંચન ફાયદાથી ખાલી નથી.

અલ્લાહ તઆલા કિતાબના પ્રકાશનમાં સહાયરૂપ થનાર તમામ સજ્જનોને બેહતરીન બદલો અતા ફરમાવે અને મુસ્લિમ બિરાદરોને કિતાબથી લાભાન્વિત થવાની નેક તવફીક અતા ફરમાવે, આમીન!

વલ્લાહુલ મુવફ્ફિક.............

પ્રકાશક

"બયતુલ ઈશાઅત"

મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧,તા.જિ. ભરૂચ

# લેખકના બે બોલ

ઉમ્મતની જે પવિત્ર હસ્તીઓએ પોતાના ઈલ્મ અને ઓળખ, હિકમત અને સમજ, તજરૂબા અને અનુભવો તેમજ કુવ્વતે ફિક્ર અને અમલ દ્વારા પોતાની ઝિંદગીમાં જ લોકોને આકર્ષિત કર્યા અને બાદમાં પણ દુનિયામાં નિશાનીઓ છોડતા ગયા દા.ત. હુજ્જતુલ ઈસ્લામ ઈમામ ગઝાલી (રહ.), શૈખુલ ઈસ્લામ ઈબ્ને તયમિયહ (રહ.), હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.), એજ સિલસિલાની એક કડી હઝરત થાનવી (રહ.)ની પવિત્ર હસ્તી પણ છે. અશરફુલ ઉલમા હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની ઉસૂલોથી ભરપૂર ઝિંદગી અને વ્યવસ્થિત તરીકા દ્વારા દીનની ખિદમત કેવી રીતે આપી તેને એકત્ર કરવું તો મુશ્કેલ છે આપના સંપાદનો, મકતુબાત, મલ્ફુઝાત, મવાઈઝ, ખુત્બાત વગેરેની સંખ્યા લગભગ એક હઝાર કરતા વધી જશે, તેમાં તે સંપાદનો પણ છે જે આપની સરપરસ્તીમાં આપના ઈશારાથી અને મશ્વરાથી છપાયા.

આપના સંપાદનોમાં 'બયાનુલકુર્આન' ઈલ્મે તફસીરમાં, 'ઈમ્દાદુલ ફતાવા' ઈલ્મે ફિકહમાં અને 'તરબીયતુલસ્સાલિક' ઈલ્મે તસવ્વુફમાં તજજ્ઞની હેસિયત રાખે છે. તે સિવાય બીજા નેક અમલોમાં ઈલ્મી, ઈસ્લાહી અને હિકમત વ બસીરત થી ભરપૂર એવી પૂંજી મોજુદ છે તેની ઈશાઅત દ્વારા કેટલાય લોકોના હિસ્સામાં દીની ખિદમત આવી છે અને બાદમાં પણ ન જાણે કેટલાય લોકો તેનાથી તરસ બુઝાવશે. અતિરેક વગર કેહવામાં આવે છે કે જો કોઈ વ્યકિત (ભલે તે ડિગ્રીધારી આલિમ હોય કે ફાઝિલ અથવા માત્ર દીની સમજ રાખનાર હોય) માત્ર આપના સંપાદનો અને લખાણોને જ પોતાનું કેન્દ્રબિંદુ બનાવી લે તો બીજી મોટી

કિતાબોનું વાંચન કરનારાઓની બરાબર થઈ જશે.

ભારત અને પાકના ઘણાં ઈલ્મી હલ્કાઓમાં, કમિટી, અંજુમનો અને રિસાલાઓમાં છાપેલી અને વગર છપાયેલી કિતાબોનું પ્રકાશન ચાલું છે. આપની ઈલ્મી પ્રવૃતિઓનું કામ પહેલા પણ ચાલતું હતું અને આજે પણ ચાલું છે અને જેવી રીતે કે મવલાના નુરૂલહસન રાશિદ સાહેબે લખ્યું છે લગભગ ત્રીસથી વધારે મુન્તખબાત છપાઈ ચુકયા છે. તસવ્વુફમાં 'શરીઅત વ તરીકત' પસંદ હઝરત મવલાના મુહમ્મદ દીન સાહેબ ખલીફા હઝરત થાનવી (રહ.), 'ઈસ્લાહે ખ્વાતીન', 'ઈસ્લામી સિયાસત' પસંદ હઝરત મવલાના મુહમ્મદ ઝૈદ સાહેબ ઉસ્તાદ જામિઅહ હથોડા બાંદા, કાબિલે ઝિક્ર છે. આરિફ બિલ્લાહ હઝરત મવલાના મુહમ્મદ યાકુબ સાહેબ નાનોતવીના મલ્ફૂઝાતની પસંદ પણ આપના મલ્ફૂઝાત પાકિસ્તાનમાં કોઈ સાહેબે છપાવ્યા હતા. તે સિલસિલાની એક કડી 'હઝરત થાનવીના ઉસૂલ પણ છે. આ વિષય પર પહેલા પણ અનેક કિતાબો લખવામાં આવી છે. દા.ત.

આદાબે ઝિંદગી એ હઝરત થાનવી (રહ.)ના ચાર રસાઈલ હુકૂકુલ ઈસ્લામ, હુકૂકુલ વાલિદૈન, આદાબે મુઆશરત, અગલાતુલ અવામનો સંગ્રહ છે.

મઅલુમાતે અશરફી અને મઅલુમાતે સફર, તરતીબ હઝરત મવલાના હકીમ મુહમ્મદ મુસ્તુફા સાહેબ બિજનોરી ખલીફા હઝરત થાનવી (રહ.).

આદાબે મુઆશરત એ હઝરત થાનવીની કિતાબ છે તેમાં મુર્શિદે ઉમ્મત મુફતી મહેરબાન અલી સાહેબે વધારો પણ કર્યો છે. ઉપરાંત મલ્ફૂઝાત હકીમુલ ઉમ્મત, 'અશરફુલ સવાનેહ' ખુત્બાત હકીમુલ ઉમ્મતમાં આ ઉસૂલ વ ઝવાબિત અલગ અલગ જગ્યાએ વિસ્તૃત બયાન

કર્યા છે.

ટુંકમાં હઝરત થાનવી (રહ.)ની ઉસૂલવાળી ઝિંદગીની બરકત એ હતી કે દિવસોનું કામ કલાકોમાં અને કલાકોનું કામ મિનિટોમાં થઈ જતું હતું, હઝરત મવલાના હકીમ મુસ્તુફા સાહેબ ફરમાવે છેઃ

હઝરત વાલાના વખતમાં અલ્લાહે એવી બરકત અતા ફરમાવી કે થોડા વખતમાં ઘણાં કામો થઈ જતા હતા. રિસાલો 'અલઈબ્તીલા' સોળ પાનાનો ત્રણ કલાકમાં એક જલ્સામાં લખ્યો હતો. તેની જામિઅત આશ્ચર્યજનક છે અને એક તકરીર જલ્સાના પ્રમુખની હેસિયતથી મેરઠમાં પઢી હતી જે બત્રીસ પાનામાં دعاة الأمة وهداة الملّة ના નામે છપાઈ હતી, તે માત્ર પાંચ કલાકમાં લખી હતી. એવી રીતે ઘણાં લખાણો છે જે કોઈના જવાબમાં વિસ્તૃત લખવા પડયા પરંતુ મિનિટોમાં કલાકોનું કામ કર્યુ છે. (મઅલુમાતે અશરફીઃ ૮૩)

અહીંયા એ વાત પણ યાદ રાખવા જેવી છે કે ઉસૂલ અને ઝવાબિતનો મતલબ બિલ્કુલ એ નથી કે હઝરત થાનવી (રહ.) કયારેય તેની વિરુધ્ધ ન કરતા હતા અને તે ઉસૂલોનો ભંગ ન કરતા હતા બલ્કે એ સમજવું જોઈએ કે સાહિબે ઉસૂલ પોતાના ઉસૂલોનો માલિક હોય છે, તે પોતાની અને બીજાની મસ્લીહત માટે ઉસૂલો બનાવે છે પછી જ્યારે કોઈ માટે તેની વિરુધ્ધ પણ કરે છે. હઝરત મવલાના મુફતી શાહ ઈફતિખારુલ હસન સાહેબ કાંધલ્વી એક વાકિઓ બયાન ફરમાવે છે.

નાનોતામાં મુન્શી ઝકરિયા જે સહારનપુર મદ્રસામાં ખાદિમ હતા તેમના પુત્રની થાનાભવનમાં એક બારાત ગઈ હતી. હઝરત થાનવી (રહ.)ને નિકાહ માટે દાવત હતી જ્યારે હઝરત થાનવી (રહ.) નિકાહ માટે તશરીફ લાવ્યા કારણ કે રિશ્તેદારી હતી તે રિશ્તેદારીનો ખ્યાલ રાખીને

હઝરતે બાળકોથી મુહબ્બત વ્યકત કરી અને સાથે જ ખાનકાહ આવવાની દાવત પણ આપી, અમે બધા બાળકો ઝોહરની નમાઝ પછી હઝરતના કમરામાં ગયા હાલાંકે એ હઝરત મવલાનાની લખવાની મશગુલીનો વખત હતો પરંતુ તેમ છતાં બધું કામ છોડીને મોડે સુધી બે-તકલ્લુફ વાતો કરતા રહયા. તે દરમિયાન હઝરત મવલાના અબ્દુલલતીફ સાહેબ (રહ.) નાઝિમે આ'લા મઝાહિરે ઉલૂમ સહારનપુરે જે તે બારાતને લીધે એક દિવસ પહેલાથી ખાનકાહમાં તશરીફ રાખતા હતા ખબર મોકલી કે જો ઈજાઝત હોય તો હું પણ ખામોશીથી આવીને બેસી જાઉં? તો હઝરતે એ કહીને મના ફરમાવી કે તમારાથી તો સવારે પેટ ભરીને વાતો થઈ ચુકી છે.

આ વાકિઆમાં પોતાના ઉસૂલની પાબંદી અને એક ખાસ મોકા પર તેનો ભંગ જાહેર થાય છે. રિશ્તેદારીને લીધે બાળકોથી દિલજોઈ કરવી એક મોકો હતો એટલા માટે બે-તકલ્લુફ વાતો કરતા રહયા અને હઝરત નાઝિમે આ'લા સાથે કોઈ ખાસ મોકો ન હતો એટલે મના ફરમાવી દીધું.

ટુંકમાં નિયમ અને ઉસૂલોવાળી ઝિંદગી કામયાબી માટે મહત્વનું અંગ છે જે લોકો આ માર્ગના વટેમાર્ગુ છે તેમને તેનો અનુભવ અને સમજ પ્રાપ્ત થાય છે, જે લોકો તેનો અનુભવ કરી શકતા નથી તે તજરૂબો કરે અને હકીમુલ ઉમ્મતની બસીરત, અનુભવો થી આ માર્ગમાં રોશની હાસિલ કરે.

મરકઝ દાવત વ ઈર્શાદ હકીમુલ ઉમ્મત સ્થાપક મુર્શિદ ઉમ્મત હઝરત મવલાના મુફતી મહેરબાન અલી સાહેબની આ સિલસિલાની પહેલી ઈશાઅત છે. અલ્લાહ તઆલા કબૂલિયત અતા ફરમાવે અને ઉમ્મત તરફથી તે અકાબિરોને પોતાની શાયાને શાન બદલો અતા ફરમાવે. આ કિતાબ રૂપરેખાની શકલમાં હતી જ્યારે બીજુ લખાણ તૈયાર થઈ ગયું તો મેં આ કિતાબ અનેક વખત હઝરત અકદસને સંભળાવી, જો કે

એહતિયાતને કારણે અને મશગુલીને કારણે કંઈ લખાવવાની નોબત ન આવી પરંતુ આપે કૃપા ફરમાવી અને તકાદો કરી કરીને અનેક જગ્યાએ થી અનેક વખત સાંભળી અને મશ્વરાથી નવાઝયો. હક તઆલા હઝરતવાલાને તેની ઉપર પોતાની રહમતના ખજાનાથી ભરપુર બદલો અર્પણ કરે. તંદુરસ્તી અને આફિયત સાથે ઉમરમાં બરકત ફરમાવે. વસ્સલામ.

અબુલ અરફાત મુહમ્મદ નાસિર તાવલ્વી
૧૪ મુહર્રમુલ હરામ હિ. ૧૪૨૨



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

## અસલ સભ્યતા શું છે?

ફરમાવ્યુંઃ આજ કાલ મોટે ભાગે તકલ્લુફ (બાહય દેખાવમાં)માં તહઝીબ (સભ્યતા)તો કયાં પરંતુ તઅઝીબ (દુઃખ પહોંચાડવું) છે. મારા મતે તહઝીબ અને અદબ એ છે કે કોઈને તકલીફ ન પહોંચે, આદરનું નામ અદબ નથી. (૧)

## દરેક ચીજ પોતાના સ્થાન પર રહેવી જોઈએ

ફરમાવ્યુંઃ એક વ્યકિતએ પત્રમાં પોતાના આંતરિક હાલાત વિશે પૂછયું અને સાથે કેટલાક ફિકહી મસાઈલ પૂછયા અને હું ખાસ મસલતોને કારણે અલગ અલગ વિષયોને એક પત્રમાં લખવાનું મના કરું છું, તો જવાબમાં એવું લખી શકતો કે જે પત્રમાં આંતરિક હાલાત છે તેમાં મસાઈલ ન પૂછો, પરંતુ મેં હુકમ સાથે બે અદબી સમજીને એ લખ્યું કે જે (પત્ર)માં મસાઈલ પૂછવા હોય તેમાં બીજી વાત ન લખવી જોઈએ. હકીકતમાં સાથે લખવાથી મના કરવાનું હતું, પરંતુ મસાઈલ અગત્યની અને જરૂરી ચીજ છે. તેના વિશે એવી રીતે લખવું કે આંતરિક હાલાત સાથે મસાઈલ ન પૂછો એક પ્રકારની બે અદબી છે. અલ્હમ્દુલિલ્લાહ અમારે ત્યાં દરેક ચીજ પોતાના સ્થાન અને હદમાં રહે છે. (૨)

## કાનૂન બનાવવાનું કારણ

ફરમાવ્યુંઃ જરૂરત પ્રમાણે અને અનેક અનુભવો પછી અહીંયા કાનૂન બને છે. તે કાનૂનમાં પક્ષકારોની રાહત મકસુદ હોય છે અને જેવી રીતે મને બીજાની સુધારનો એહતિમામ છે અલ્લાહનો લાખ લાખ શુક્ર છે

---

(૧)અલ ઈફાદાત, જિલ્દઃ૧,સફા નં.૪૮૨. (૨) અલ ઈફાદાતઃ જિલ્દઃ૧/સફા નં.૧૮૧.

પોતાના સુધારની પણ ખાસ ફિક્ર છે, અને કોણ તેનાથી બે ફિક્ર બની શકે છે, કોણે ખબર છે કે આખિરતમાં મારા સાથે કેવો વ્યવહાર થશે? (૩)

## મારા ઉસૂલો પર હુકૂમત ચાલી શકે છે

ફરમાવ્યું: હું તો ગરીબ માણસ છું કોઈ વહીવટ મારી પાસે નથી પરંતુ અલ્લાહે મારા દિલમાં એવા ઉસૂલ પૈદા કરી દીધા છે જેની ઉપર એક હુકૂમત ચાલી શકે છે અને તેની પ્રગતિમાં રજ બરાબર અધોગતિ ન આવી શકે અને તે ઉસૂલો પ્રમાણે બધી વ્યવસ્થા થાય. (૪)

## કાનૂન બનાવવાનું બીજુ એક કારણ

ફરમાવ્યું: મશ્ગુલીને કારણે કાનૂન–નિયમોની જરૂરત પડે છે અને વધુ મશ્ગુલી ન હોય તો પછી કાનૂન–નિયમો બનાવવાની પણ જરૂરત નથી અને નિયમ વગર પણ કોઈ તકલીફ થતી નથી.

દા.ત. એક વ્યકિત અસર પછી મળવા માંગે છે અને મને કોઈ કિતાબ જોવી છે અથવા કોઈ ફતવો લખવો છે તો હવે તકલીફ થશે, કારણ તેનું કે મશ્ગુલી છે, અને કોઈ કામ નથી તો તે વ્યકિતને લઈને બેસી જતો, દસ–પાંચ મિનિટમાં કોઈ નુકસાન ન થતું. (૫)

## સહીહ ઉસૂલની ઈત્તિબાનો એક નમૂનો

ફરમાવ્યું: એક મોલવી સાહેબે એક રિસાલાની રૂપરેખા હઝરતવાલા થી જોવા માટે માંગી, હઝરતવાલા એ ફરમાવ્યું કે હું બધા પાનાને ભેગા કરીને આપીશ હું વેહમી છું, જો પાના ગોઠવવામાં કોઈ ભૂલ થઈ તો કોની ઉપર શંકા કરવી? (૬)

---

(૩) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૦. (૪) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૩૬૫.
(૫)અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૨૯૩. (૬)અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૨૧.

# ઉસૂલનો હેતુ ગફલત દૂર કરવી છે

ફરમાવ્યુંઃ એક વ્યકિતનો પત્ર આવ્યો, તેમાં ન બહાર ઠેકાણુ લખ્યું હતું ન અંદર, હવે બતાઓ કે આ પત્ર કઈ રીતે પહોંચે?

તેની ઉપર ફરમાવ્યુંઃ લોકોમાં જાગૃત્તિ નથી, ગફલત છે, એવી સ્પષ્ટ વાત અને તેમાં આ ગલતી કે બીજાને તકલીફ પહોંચે. હવે આ પત્રની હિફાઝત અમાનતમાં રાખવી કેટલુ કઠિન કામ છે. તેમની થોડી ગફલત અથવા ભૂલથી બીજાને તકલીફ પહોંચી, આવી વાતો પર હું રોક ટોક કરું છું, તેનો મકસદ એ છે કે લોકોમાં સભાનતા આવે, ગફલત દૂર થાય, તેની ઉપર અમુક લોકો નારાજ થઈને જતા રહે છે, બહાર જઈને બદનામ કરે છે, પોતાની હરકતોને નથી જોતા. (૭)

# ઈસ્લામના ઉસૂલોમાં નુરાનિયત છે

ફરમાવ્યુંઃ હું જોઉં છું કે આ નવી ચીજોમાં મોટે ભાગે નૂર નથી, બલ્કે અંધકાર છે. હવે આ આધુનિક ચળવળો છે તેને વિચારવાથી દિલ પર અંધકાર છવાય છે, તેનું કારણ એ છે કે ઈસ્લામી ઉસૂલ અને ઈસ્લામી અહકામ પર તેની બુનિયાદ નથી, એટલા માટે તેમાં અંધકાર છે. (૮)

# ઈસ્લામી ઉસૂલોની ખાસિયત

ફરમાવ્યુંઃ ઈસ્લામી ઉસૂલોની ખાસિયતની મિષાલ એવી છે જેમકે ગુલ બન્ફશા (એક અરક)થી શરદી દૂર થાય છે ભલે તે મુસલમાન પીએ કે ગેર મુસ્લિમ, એવી રીતે જે સહીહ ઉસૂલો પર અમલ કરે છે ભલે તે મુસલમાન હોય કે ગેર મુસ્લિમ રાહત પામે છે. સહીહ ઉસૂલોમાં એ ખાસિયત છે કે તે પરેશાની અને તકલીફને દૂર કર છે, તેમાં મુસ્લિમ અને ગેર મુસ્લિમની કૈદ નથી.

(૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૧૨૫. (૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૭૪.

જેમકે શાહી સડક પરથી જે પસાર થશે તેને વૃક્ષોનો છાયડો મળશે, ભલે તે મુસ્લિમ હોય કે ગેર મુસ્લિમ, શેખ, સય્યદ, મુઘલ, પઠાણ હોય અથવા ભંગી કે ચમાર હોય, તેમાં કોઈ કેદ નથી, પરંતુ આખિરતમાં ફાયદા માટે ઈસ્લામની શરત છે. (૯)

## મારા નિયમો અને કાનૂન બધા ઈસ્લામી છે

ફરમાવ્યુંઃ મારા જે નિયમો છે તે મારી અને બીજાઓની રાહત માટે ઘડેલા છે અને તે નિયમો બધા ઈસ્લામી છે. લોકો કહે છે કે અંગ્રેજોથી શિખ્યા છે, બિલ્કુલ નહિ, બલ્કે અંગ્રેજોએ ઈસ્લામથી શિખ્યા છે. અમને જ ખબર નથી કે અમારા ઘરમાં કઈ રાહત છે? આ અજ્ઞાનતાની કોઈ હદ છે? એટલી ખબર નથી પોતાની સંપત્તિને બીજાની સંપત્તિ સમજે છે. અને ગેર મુસ્લિમ કોમો તો જંગલી હતી, ઈતિહાસ ઉઠાવીને જોઈ લો, આ બધી ઈસ્લામની ખૂબી છે જે બીજી કોમોએ અપનાવી લીધી છે, અને એવા સહીહ ઉસૂલોથી દરેક વ્યકિત ફાયદો ઉઠાવી શકે છે તેમાં મુસ્લિમ અને ગેર મુસ્લિમની કેદ નથી. (૧૦)

## થાનવી ઉસૂલ અને તા'લીમનો નિચોડ

એક વ્યકિતએ અરજ કરી કે હાજી મુહમ્મદ યૂસુફ સાહેબ રંગુની (રહ.)એ મારાથી એક વખતે કહયું કે મવલાનાની તા'લીમનો નિચોડ એ છે કે અહીંયા પણ રાહતથી રહો અને ત્યાં પણ રાહતથી રહો.

ફરમાવ્યુંઃ હાજી મુહમ્મદ યૂસુફ સાહેબ (રહ.)એ ઠીક કહયું, શરીઅતની તા'લીમનો હેતુ એ છે કે અહીંયા પણ રાહતથી રહો અને ત્યાં

(૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૭૪. (૧૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૮૦.

પણ રાહતથી રહો. (૧૧)

## ઈસ્લામી ઉસૂલ અને અંગ્રેજોની હાલત

ફરમાવ્યું: આ આધુનિક શિક્ષિતોને ગેર મુસ્લિમ અને અંગ્રજોની શોધ તો પસંદ છે, તેમના તો દિલથી માનનારા અને અનુયાયી છે પરંતુ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમોની એહમિયત નથી. محض کور مغز بدفہم અને જાતે તેમના એ ઈમામ (એટલે અંગ્રજ વગેરે) લાખો અનુભવો દ્રારા ઈસ્લામના હુકમોના સમર્થક બની જાય છે. યુરોપના એક મોટા ફિલોસોફરે વુઝૂની હિકમતો અને રહસ્યો બયાન કરતા કહયું કે કુરબાન થઉં તે નબી પર જેણે પોતાની ઉમ્મતને એવી ચીજની તા'લીમ આપી. (૧૨)

## દીન સાથે આયોજન પણ હોય તો ખુલી મદદ છે

ફરમાવ્યું: અમારા ભાઈઓમાં ઈત્તિબાનો શોખ નથી જો દીન કામિલ ન હોય તો અગર કોઈની ઈત્તિબાનો શોખ હોય છતાં તે બરબાદ છે, તેનું એક કારણ છે કે તેમાં નિયમોની પાબંદી નથી. અને જો આયોજન છે અને દીન પણ છે તો ખુલી મદદ છે. સહાબ એ કિરામ (રદિ.)ના જમાનામાં કૈસર અને કિસ્રાના મુકાબલામાં મુસલમાનોની કેટલી સંખ્યા હતી? પરંતુ દીનદાર હતા, અને અયોજન હતુ, જો દીન સાથે આયોજન હોય તો પછી જુઓ શુ થાય છે? (૧૩)

## પોતાના મઅમુલાતની હેસિયત

ફરમાવ્યું: મારા આ મઅમુલાત જે મારા માટે છે તેમાં હું ખૂબ જ ઢીલો છું, કોઈ પાબંદી નથી અને આ જે વ્યવસ્થા નજર આવે છે એ તે

(૧૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૩૭. (૧૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૨૦.
(૧૩)અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૩૮.

કાર્યો માટે છે જેનો સંબંધ બીજાથી છે. બાકી પોતાને માટે જો બંને જાઈઝ હોય તો કયારેક આ કરી લીધુ અને કયારેક તે કરી લીધું, હાં! તેની જરૂર કોશિશ કરું છું કે જાઈઝની હદ સુધી અમલ રહે, શરીઅત વિરુધ્ધ ન થઈ જાય અને હું મારી હાલત સ્પષ્ટ એટલા માટે બયાન કરું છું કે કોઈને ધોકો ન લાગે. (૧૪)

## મને મારા નિયમો પર ગર્વ નથી

ફરમાવ્યુંઃ મને મારા નિયમો અને પાબંદીઓ પર ગર્વ નથી, બલ્કે હું દરેક વખતે ડરું છું કે આ નિયમો અપ્રિય ન બને, એટલે એ દુઆ કરું છું કે હે અલ્લાહ! ગુનેહગાર છું ન મારી પાસે અમલ છે, ન મને કંઈ આવે છે, આપના ફઝલ પર નજર છે આપ મને માફ ફરમાવી દો. (૧૫)

## મિત્રોને સહીહ ઉસૂલોનું માર્ગદર્શન

ફરમાવ્યુંઃ હું ઈચ્છું છું કે બધા મિત્રો સહીહ ઉસૂલો પર રહે, જો તેમનો એહતિમામ જોઉં છું તો સામાન્ય ભૂલ પર તેમની પકડ કરતો નથી પરંતુ વધુ દુઃખ ત્યારે થાય છે જ્યારે તેમને બે ફિક્ર જોઉં છું. (૧૬)

## આયોજનની બરકતો અને તેની અસરો

અરજ કરવામાં આવ્યું, હઝરતને ત્યાં મહેમાન પણ આવે છે અને પત્ર વ્યવહાર પણ થાય છે તેમજ બીજા લોકોના કાર્યો પણ થાય છે, અને ઘરના બધા કાર્યોની વ્યવસ્થા તેમજ અનેક કિતાબોનું સંપાદન.

ફરમાવ્યુંઃ આ હક તઆલાનો ફઝલ છે, વાત એમ છે કે મહેમાનો આવે છે, પરંતુ મત્બૂઅ (અનુકરણીય) થઈને નથી આવતા, એટલે કામ આસાન થઈ જાય છે.

---

(૧૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૩૦૧. (૧૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૪૦૦.
(૧૬)અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૪૦૦.

એક વખતે હઝરત મવલાના....... (અલયહિર્રહમહ)(૧૭) તશરીફ લાવ્યા, હું તે વખતે મષનવીની શરહ લખી રહયો હતો મઅમુલ પ્રમાણે મેં મવલાનાની રાહતની વ્યવસ્થા કરીને ઈજાઝત માંગી કે થોડું લખી આવું. ફરમાવ્યુંઃ જરૂર! આપ પોતાનું નુકસાન ન કરો, મેં એવું કર્યુ કે થોડું કામ કરીને તરત આવી ગયો. જો દરરોજ થોડુ થોડુ કામ થતું રહે તો પાબંદીની બરકત થશે, જો સિલસિલો તુટી જાય છે તો તેમાં બે બરકતી થાય છે. (૧૮)

## કામ નિયમ પ્રમાણે થાય છે

ફરમાવ્યુંઃ અહીંયા એક વ્યકિતએ આત્મહત્યા કરી લીધી હતી, મારા એક સાથી મને અલગ બોલાવીને લઈ ગયા અને કહેવા લાગ્યા કે હવે બયઅતથી ઈનકાર નહિ કરો? મેં કહયું કે આ બોધ આ બનાવથી ગલત સમજયો, પ્રથમ તો આ બનાવ આના કારણે નથી બન્યો. એ તો એક બુઝુર્ગથી બયઅત હતો. બીજુ જો આ જ કારણ છે તો આ દરવાજાને વધુ તંગ કરી દેવામાં આવે, નહિ તો લોકોને એક બહાનુ મળશે કે આત્મહત્યા કરી લઉં છું. હું એવી વાતોથી ડરતો નથી કામ તો નિયમ પ્રમાણે જ થશે. (૧૯)

## ઉસૂલ છોડવાથી દીની નફો મળતો નથી

એક સાહેબે અરજ કરી કે ફલાણી સ્ત્રી બયઅત થવા માટે અહીંયા આવવા માંગે છે જો ઈજાઝત હોય તો. ફરમાવ્યુંઃ સાથે કોણ આવશે? અરજ કરી કે હું સાથે આવીશ, તે વ્યકિત તો સ્ત્રીનો બનેવી હતો. ફરમાવ્યુંઃ કે એકલી સ્ત્રીનું બનેવી સાથે આવવું શરીઅતમાં જાઈઝ નથી,

---

(૧૭) હઝરત શૈખુલ હિંદ મવલાના મહમૂદુલ હસન સાહેબ (રહ.) મુરાદ છે.

(૧૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૧, સફા નં.૧૬૨.(૧૯)અલ ઈફાઝાત, જિલ્દઃ૧, સફા નં.૩૧૬.

બીજી કોઈ સ્ત્રી સાથે આવશે? અરજ કરી કે મારા વાલિદા આવશે. ફરમાવ્યું: એ ઠીક છે હવે કામની વાત કહી, હવે આવવાની ઈજાઝત છે. તેમનાથી કહી દેવુ કે ફલાણા દિવસે સવારે દસ વાગે આવી જવું, ખાવાનું ખાઈને આવવું અને જો કોઈ કારણસર તે વખતે બયઅત ન કરી શકું તો રાત્રે રોકાઈ જાય પરંતુ પોતાના રોકાણની વ્યવસ્થા જાતે કરી લેવી અને રાતનું ખાવાનું લાવવાનું રહેશે, આ શરતો સાથે આવી શકે છે. આ બધી વાતો વિસ્તારથી કહેવી જો યાદ ન રહે તો એક કાગળ પર લખી લો, જો તેની વિરુધ્ધ થયું તો આપ ઝિમ્મેદાર ઠેરશો, હું ઝિમ્મેદાર નહિ, સાફ વાત છે.

ફરમાવ્યું: આજે પીરોએ ઉસૂલ છોડી દીધો અને વુસૂલ (પ્રાપ્તિ)માં લાગી ગયા, એટલા માટે દીનનો નફો પ્રાપ્ત થતો નથી. (૨૦)

## પૂછતાછ (પકડ) વખતે દિલની હાલત

ફરમાવ્યું: જ્યારે હું કોઈની પકડ ઈસ્લાહની નિય્યતે કરું છું અથવા તેણે કંઈ કહું છું તો અંદાજ સખત હોય છે પરંતુ દિલ નરમ હોય છે.

અરજ કર્યુ કે હઝરત તેમાં કોઈ વાંધો નથી કે હઝરતનો અંદાજ સખત થઈ જાય અહીંયા સુધી કે જો હઝરત મારી લે તો પણ મંજુર છે પરંતુ આ જે કાઢી મુકવું છે તે સખત છે અને તે સહન થઈ શકતું નથી.

હસતા હસતા ફરમાવ્યું: કે હઝરત! અસલ ફળ અને પરિણામ નિકળ્યા પછી જ મળે છે, જો નિકળવું ન હોત તો દુનિયામાં કોઈ પરિણામ ન આવતું. (૨૧)

## આ ઉસૂલો પર આક્ષેપ અને તેનો જવાબ

ફરમાવ્યું: એક શખ્સે (જે અહીંયાની દિનચર્યા જોઈને ગયા હતા)

(૨૦) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૩૪. (૨૧) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૬૧.

લખ્યું હતું કે તમારા વખતોની પાબંદી બિદઅત છે, એટલા માટે કે એ ખૈરૂલ કુરૂનમાં ન હતું.

જવાબ એ છે કે ખૈરૂલ કુરૂનમાં હોવાની જરૂરત તે સમયે છે જ્યારે કે આ કાર્યને من حيث العبادة કહેવામાં આવે અને જો من حيث الانتظام કહેવામાં આવે તો બિદઅત નથી. એક હદીષ હયાતુલ મુસ્લિમીનમાં શમાઈલે તિરમિઝીથી લખવામાં આવી છે તેનાથી પણ આયોજન માલુમ પડે છે. (૨૨)

## એક ખાસ મજલિસનો અજ અને શ્રેષ્ઠ આયોજનનો નમૂનો:

ફરમાવ્યું: સવારની આમ મજલિસને કારણે ખૂબ જ તકલીફ થાય છે જે સહન થતી નથી, એટલા માટે આજે એ વિચાર્યુ છે કે સવારે આમ મજલિસને બદલે ખાસ મજલિસ કરી દેવામાં આવે અને તેની પધ્ધતિ એ છે કે જે લોકો ખાસ ખાસ છે તેમાં મોટા ભાગના આલિમો છે તે આવીને બેસે તો તેમાં કોઈ વાંધો નથી તેના બે કારણો છે.

એક તો એ છે કે લોકો ઓછા હશે અને જ્યારે ઈચ્છા થશે મજલિસ ખતમ કરી દેવામાં આવશે, વધુ લોકો ન હોવાને કારણે મજલિસ ખતમ કરી દેવામાં કોઈ તકલીફ પણ ન થશે.

બીજુ એ છે કે જ્યારે આમ મજલિસ ન હશે તો જ્યારે તબીયત બરાબર ન હશે અથવા દિલ ન ચાહે તો મજલિસ લગાવવામાં ન આવશે અને તેની જાણ તે દિવસે કરી દેવામાં આવશે.

હવે તેનો કોઈ માપદંડ હોવો જોઈએ કે તેનાથી માલુમ થાય કે આ સમયે મજલિસ આમ છે કે ખાસ, તેની રીત એ સમજમાં આવી કે તે ખાસ લોકોની નામાવલી બનાવવામાં આવે તેઓ ખાસ મજલિસમાં હાજરી

(૨૨)અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૪૬૬.

આપશે, તેમના નામો હું બતાવીશ, જ્યારે હું કહું તેમણે જાણ કરી દેવામાં આવે અને આમ મજલિસની જાણ માટે હાફિઝ થી મુલાકાત કરી લે.

આ આયોજનનો હેતુ એ છે કે કયારેક અમુક લોકો માત્ર ગુમાન પર અમલ કરે છે અને બીજાઓને બેઠેલા જોઈને તેઓ પણ બેસવાનું શરૂ કરી દે. (૨૩)

## સંબંધ વગર પત્રો પણ નફાકારક નથી

ફરમાવ્યુંઃ પહેલા રમઝાનમાં (એટલે સન ૧૩૪૯ હિજરી)માં એ મામુલ હતો કે હાલાતના પત્રો પેટીમાં (જે મદ્રસાથી લાગેલી છે) નાખવાની આમ ઈજાઝત હતી પરંતુ હવે અનુભવોથી માલુમ થયું કે જેમને સંબંધ ઓછો હોય છે તેમના પત્રોથી પણ તકલીફ થાય છે. એટલા માટે આ વખતે એ સમજમાં આવ્યું કે એવા લોકો પત્રો પણ ન નાંખે, મૌખિક અને લૈખિત બંને બંધ છે. કેટલાક દિવસ ચુપચાપ બેસી રહો. અને જ્યારે સંબંધ પૈદા થઈ જાય, તો મૌખિક અથવા લૈખિત જે સહુલત હોય પસંદ કરો વાંધો નથી. (૨૪)

## પહેલા ઈચ્છા ધરાવનારનું સ્થિર થવું જરૂરી છે

ફરમાવ્યુંઃ મેં એક પત્રના જવાબમાં લખ્યું છે જેમાં ઈચ્છા રાખનાર શંકામાં હતો કે પહેલા ઈચ્છા ધરાવનારનું કોઈ કામ માટે સ્થિર હોવું જરૂરી છે, ઈચ્છા ધરાવનારે સમજી લીધા પછી તેમાં ઘણી સહુલત રહે છે. લોકો તેને ટાળવા માંગે છે, એ તેમની મંદબુધ્ધિની દલીલ છે અને સખત ગલતી છે. એ જરૂર છે કે બે ચાર વખત પત્ર વ્યવહાર કર્યા પછી વખત અને પૈસાનો ખર્ચ થાય છે, પરંતુ હંમેશા માટે રાહત નસીબ થાય છે, અને

(૨૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૮. (૨૪)અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૯.

માનવી રસ્તા પર પડી જાય છે. (૨૫)

## ભલામણ કબૂલ કરવાની ઉત્તમ યુકિત

ફરમાવ્યું: એક સાહેબે રંગુનથી લખ્યું છે કે કેટલીક ચીજો લાવવા માંગુ છું, જો ઈજાઝત હોય અને કોઈ ચીજ ફરમાવો, મેં જવાબમાં લખ્યું કે કેટલી કિમતની ચીજ લાવવા માંગો છો? અને ત્યાં કઈ કઈ ચીજો મળે છે? માલુમ થયા પછી નક્કી કરીશ.

ફરમાવ્યું: કે એ સુરતમાં એક તો પસંદ કરવાનો બોજ તેમની પર રહયો, પસંદ તેમની હશે પછી તેમની પસંદમાં નક્કી હું કરીશ.

બીજી મસ્લિહત એ છે કે ખબર નહિ કોઈ ચીજ લઈ આવતા, જે મારા માટે ઉપયોગી ન હોત, અને એ જે પૂછયું કે કેટલાની ચીજ લાવશો? તેમાં હિકમત એ છે કે યોગ્ય કિંમતની ચીજ લખી શકું, તેથી તેમાં રાહત છે તેમને પણ અને મને પણ. (૨૬)

## હું સવાલ કરનારની નહિ, હકોની રિઆયત કરું છું

ફરમાવ્યું: મારી અસભ્યતા માંથી એ પણ છે કે હું જવાબમાં સવાલ કરનારની ઈચ્છાની રિઆયત કરતો નથી, હદોની અને સવાલ કરનારની મસલિહતની રિઆયત કરું છું, મેં પત્રના જવાબમાં લખી દીધુ કે હમણા તેની તપાસનો વખત નથી. જ્યારે કંઈક કામ કરશો ત્યારે જવાબમાં આનંદ આવશે, અને હમણાં તો મને સવાલમાં જ મજા નથી આવી તો તમને જવાબમાં શું આનંદ આવશે, એ જ કારણ છે કે હું તરબિયતને કારણે આવનાર માટે પાબંદી લગાઉ છું કે બોલવાનું નહિ, એટલા માટે કે શોખ વગરનું બોલવું બહસની સુરત અપનાવી લે છે, અને એ આમાં ખૂબ જ નુકસાનકારક છે. આ તે ઉસૂલ છે કે આલિમાના બહસથી કયામત સુધી

(૨૫) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૯. (૨૬)અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૨૩.

હલ નથી કરી શકતા. (૨૭)

## કરજને યાદ રાખવા લખવાનો નિયમ

ફરમાવ્યુંઃ મેં એક નિયમ બનાવ્યો છે કે કરજને યાદ રાખવા એક અલગ નોટ બનાવી છે. જેને કરજ આપું છું તેને હું લખી લઉં છું અને લખાણ પણ સાચવી રાખું છું અને વસુલ થયા પછી તે લખાણ પાછું આપી દઉં છું, અને રકમને હપ્તાથી આપનાર સામે તે લખી લઉં છું અને તેને બતાવી દઉં છું કે જુઓ આ મુદ્દત લખી લઉં છું, તેમાં ખૂબ જ હિકમત છે. બંને તરફ સંતોષ થઈ જાય છે, જે કામ ઉસૂલ થી હશે તેમાં કયારેય પરેશાની નહિ હોય, આજે અવ્યવસ્થાનું નામ બુઝુર્ગી રાખી લીધું છે. (૨૮)

## કેટલીક વખત બદલો લેવામાં ભલાઈ છે

ફરમાવ્યુંઃ કે મદ્રસા...... ના સભ્ય હોવાને કારણે (જેમને એક નકામા લખાણથી દુઃખ આપ્યું હતું) મેં નિય્યત કરી છે કે જેનો પત્ર આવશે બતાવીશ કે મને દુઃખ છે. મને દુશ્મની નથી, કિનો–કપટ નથી, હા દુઃખ જરૂર છે તેને જાહેર કરીશ.

ફરમાવ્યુંઃ કેટલીક વખત કોઈથી બદલો લઈ લેવો સારો છે, તેનાથી દિલ સાફ થઈ જાય છે, પરંતુ વધારે પીછો ન કરવો જોઈએ. (૨૯)

## સવાલ અને જવાબના તરીકાનો એક નમૂનો

ફરમાવ્યુંઃ એક પત્ર આવ્યો છે, લખ્યું છે કે પીરને બધી વાતોનું ઈલ્મ હોવાનો જેનો અકીદો હોય તે માણસ કાફિર થાય કે કેમ? ઘણાં લોકો તેમની પેરવી કરતા નથી.

---

(૨૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૩. (૨૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૪.

(૨૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૫.

જવાબઃ– એ વિષયના જવાબ માટે કાર્ડ પુરતો નથી.

પછી ફરમાવ્યુંઃ કોઈ ઈમામ વિશે સવાલ માલુમ પડે છે, ઈમામોની પાછળ લોકો હાથ ધોઈને પડી જાય છે. જો કાગળ જવાબ માટે મોકલશો તો કાન ખોલીશ, કાર્ડ પર એવા સવાલોના જવાબ હું નથી આપતો. એટલા માટે કે તેમાં મારો વિષય હશે, તેમનો નહિ, અને કાગળમાં મારો અને તેમનો બંનેનો વિષય હશે. કોઈને બતાવશો તો તેઓ સમજી તો જશે કે એવા સવાલ પર જવાબ છે. લોકો ઘણી ચાલાકીઓ અને યુકિતઓથી કામ લે છે. અસલ તો એ છે કે બીજાની ફિકરમાં કેમ પડીએ? માનવી પોતાનું ઈમાન બચાવે. (૩૦)

## વધુ રાયથી કાનૂનનો ફેસલો

એક સાહેબે અરજ કરી કે ફલાણાં મદ્રસામાં કમિટી કાયમ છે અને તેઓ વધુ રાય પર ફેસલો કરે છે અને તેને જ મોટી વસ્તુ માને છે એ અર્થને લોકશાહીની બુનિયાદ માનવામાં આવે છે.

ફરમાવ્યુંઃ سواد اعظم થી મુરાદ بیاض اعظم છે એટલે શરીઅત જે જમાઅતમાં હોય, પરંતુ લોકોને એવી જ વાતોમાં આનંદ આવે છે. (૩૧)

## એક મુદત ચુપ રહેવાની શરત

ફરમાવ્યુંઃ એક સાહેબનો પત્ર આવ્યો છે, તેમાં આવવાની ઈજાઝત માંગી છે, બે મહીના રહેવાનું લખ્યું છે, તેમાં તેઓ નફસની ઈસ્લાહ ઈચ્છે છે, કોઈ તેમનાથી પૂછે કે કિતાબો કેટલા દિવસોમાં પઢી છે? કંઈક તો નિસ્બત હોવી જોઈએ.

અને હવે તો મેં એ નક્કી કર્યુ છે કે એક મુદત ચુપ રહેવાની શરત પર અહીં રહી શકો છો. તેમાં મને પણ રાહત છે, અને તેમને પણ. એક

(૩૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૫. (૩૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૫.

સાહેબે અરજ કરી કે હઝરત અહીંયા ચુપ રહેવાથી નફો છે. ફરમાવ્યુંઃ બે શક! ઘણો નફો છે, પરંતુ તેની કદર સમજવાળા કરી શકે છે, મૂર્ખ અને ના સમજ તો તેને ટાળવાનું સમજે છે. જે ચીજ ફાયદાકારક છે, તેમાં બંનેને રાહત પણ છે. (૩૨)

## ખાવા પર આગ્રહ કરવો મસલિહત વિરુધ્ધ છે

ફરમાવ્યુંઃ ઘણાં લોકો રાહતની પરવા કરતા નથી, એ ગજબ છે કે ખાવા પર આગ્રહ કરે છે અને કહે છે કે હજી ખાઈલો, સફરમાં ઘણી વખત એવું થયું કે મને ખાવા પર આગ્રહ કરવામાં આવ્યો. મેં કહયુંઃ જો મને કોઈ તકલીફ થઈ તો મને જ ભોગવવી પડશે, આપણું શું બગડશે? શું આપ તકલીફને વહેંચી લેશો? અને શું વહેંચાઈ પણ શકે છે? વધુમાં વધુ આપ સુલેમાની મીઠુ અથવા કોઈ ચૂર્ણ લાવી દેશો. પછી કોઈ કંઈ નથી કહેતું. (૩૩)

## ખાસ સંબોધનમાં સિફારિશ ન કરવી

ફરમાવ્યુંઃ એક ચીની સાહેબ અહીંયા મહેમાન હતા, જરૂરતમંદ હતા. મારાથી કહયું કે આમ સંબોધન વખતે કંઈ લખી દેવામાં આવે, મેં કહયું કે વાંધો નથી. રૂપરેખા લખીને મને આપી દો. હું મારા શબ્દોમાં લખી દઈશ. તેના પહેલા એક ખાસ માણસને સિફારિશ કરવાનું કહે છે. તેનાથી મેં સાફ ઈન્કાર કરી દીધો, અને કહયું કે આ મારા નિયમ વિરુધ્ધ છે. આજ કાલ ખાસ સંબોધનની સુરતમાં સિફારિશ કરવાને હું પસંદ કરતો નથી તેનાથી બીજાઓને દુઃખ થાય છે હું તેને પસંદ કરતો નથી. (૩૪)

## પત્રમાં સવાલ નીચે જ જવાબ લખવાનો મામુલ

ફરમાવ્યુંઃ મારી આદત છે કે જે પત્ર આવે છે તેની નીચે જ જવાબ

---

(૩૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૬. (૩૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૫૭.
(૩૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૬૩.

લખી દઉં છું, તેની ઉપર એક વ્યકિતએ લખ્યું કે મારા જ પત્રમાં આપે લખી દીધું, મારી બે ઈજ્જતી થઈ. ફરમાવ્યુંઃ ખુદાના બંદા મેં તો તારી મદદ કરી, તોહીન નથી કરી, એવા લોકો પણ દુનિયામાં આબાદ છે. (૩૫)

## બરકત પ્રાપ્ત કરવાનો એક ઉત્તમ તરીકો

એક મોલવી સાહેબે પોતાની તસ્બીહ હઝરતવાલા સામે પેશ કરી અને અરજ કરી કે હઝરત બરકત માટે તેની ઉપર પઢી દો. અને સાથે જ એ પણ અરજ કરી કે બરકત પ્રાપ્ત કરવાનો આ આસન રસ્તો છે.

ફરમાવ્યુંઃ ખરેખર ખૂબ જ સારી યુકિત છે, અહીંયા તો નહિ અરબમાં આ તરીકો જોયો છે કે શેખથી પોતાની ચીજ વપરાવીને બરકતવંતી બનાવી લેવામાં આવે છે. અરબનો આ તરીકો ખૂબ જ પસંદ છે કે પોતાની ચીજને બરકતવંતી બનાવી લેવામાં આવે. (૩૬)

## ડગલેને પગલે પાબંદીના ફાયદા

એક મોલવી સાહેબે અરજ કરી કે હઝરત સમજમાં નથી આવતું કે અહીંયા ડગલેને પગલે નિયમો અને પાબંદીઓ છે. દરેક ભૂલ પર પકડ છે, ધાક ધમકી છે, છતાં લોકો ભાગતા નથી અડી રહયા છે.

ફરમાવ્યુંઃ એવી હાલતમાં મુહબ્બતવાળા અને સમજવાળા જ રોકાય શકે છે તે ચીજાથી મારો મકસદ મારી અને બીજાઓની રાહત છે, અને જે કંઈ કહું–સાંભળું છું તેનો હેતું મુહબ્બત અને આવનારાઓની ઈસ્લાહ છે. જો આ પાબંદી અને ધાક–ધમકી ન હોત તો અહીંયા એક ભીડ હોત અને ખાસ કરીને દુનિયાદારોની. કોઈ તાવીઝ માંગતુ, તો કોઈ કંઈ, આ જરૂરી કામ ખુદાના ફઝલથી થઈ ગયા છે. ભીડને કારણે આમાંથી એક પણ ન હોત. એટલે જરૂરત હતી પાબંદીની અને એવા

(૩૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૬૩. (૩૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૪૧.

લોકોની ખિદમત પણ થતી રહે છે. (૩૭)

## મોહતાજ હાજત વગરના પાસે જાય

ફરમાવ્યું: જ્યારે જરૂરત ઉભી થાય છે હકીમ સાહેબ પાસે જઉં છું તેમને નથી બોલાવતો. એક દિવસે હકીમ સાહેબે ફરમાવ્યું કે મને શરમ આવે છે હું જ હાજર થઈ જઈશ, મેં કહયું શરમની શી વાત છે? મારું ન આવવું અને આપને બોલાવવું ન્યાય વિરુધ્ધ છે. જરૂરતમંદ ને જોઈએ કે તે હાજત વગરના પાસે જાય. અને અલ્હમ્દુલિલ્લાહ આ બધી વાતો મારા સ્વભાવમાં છે મને કોઈ એહતિમામ અથવા વિચાર કરવો પડતો નથી. (૩૮)

## લોકશાહી અને વ્યકિતના આયોજનમાં ફરક

અરજ કરવામાં આવ્યું: અહીંયા તો બધી વાતો અનોખી છે. જેવી નમાઝ ખાનકાહમાં થાય છે એવી કદાચ કયાંય ન થતી હશે. પૂછયું કે એવું કેમ? અરજ કર્યુ કે લગભગ બધી જ જગ્યાએ એ હાલત છે કે ઈમામને જરા વાર લાગે તો તરત જ હંગામો થઈ જાય. કોઈ કંઈ કહે, કોઈ કંઈ કહે.

ફરમાવ્યું: તેનું કારણ એ છે કે અહીંયા પર લોકશાહી નથી, શખ્સીયત છે, આ તેની બરકત છે, ફરમાવ્યું કે અમારા બુઝુર્ગો પણ અલ્લાહના ફઝલથી હકીમ છે, તેમની દરેક વાત પર નજર કરવાથી માલુમ થાય છે કે તેમની કોઈ વાત હિકમતથી ખાલી નથી.

અહીંયા થાનાભવનમાં જે જગ્યા ઉત્તમ છે તે હોઝવાળી મસ્જિદ છે, ત્યાં પર ભાઈ લોકો પણ રહે છે, મોહલ્લો પણ તેમનો છે. અસર માટે જગ્યા પણ મુનાસિબ હતી અને નફાની ઉમ્મીદ પણ વધારે હતી એટલા માટે કોઈ વાતમાં કોઈ તકલીફ ન હતી, પરંતુ તેની સાથે એ પણ છે કે

(૩૭) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૫૬. (૩૮) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૫૭.

તેઓ પોતાનો અસર નાખવા માંગતા, બિરાદરીનો મામલો છે. આપણા બુઝુર્ગોએ રહેવા માટે આ ગરીબ જગ્યાને પસંદ કરી અને તે ઉત્તમ જગ્યાને પસંદ ન કરી. હિકમત એ છે કે અહીંયા પર કોઈ બંધન નથી, આ મોહલ્લામાં જમીનદારો નથી, ગરીબ લોકો વસે છે. અહીંયા જમીનદારી બુઝુર્ગોની છે, અહીંયા મહોલ્લાના ગરીબ લોકો નમાઝ પઢવા આવે છે. બિલ્કુલ આઝાદી છે.

بہشت آں جا کہ آزارے نباشد
کے را با کسے کارے نباشد

તર્જુમોઃ જન્નત તે જગ્યા છે કે જ્યાં તકલીફ નહિ હોય, કોઈને કોઈથી કોઈ કામ નહિ હોય. (૩૯)

## શિકાયતનો સિલસિલો બંધ રહેવામાં જ ખૈર છે

ફરમાવ્યુંઃ અલ્લાહનો લાખ લાખ શુક્ર છે અહીંયા પર કોઈ રિવાયત, કોઈની શિકાયત કરી શકતો નથી.

એક મોલવી સાહેબે અરજ કરી કે એ વાત તો અહીં ખાસ છે, નહિ તો બીજી બાજુ મોટા ભાગના લોકોને ત્યાં શિકાયત તો થોડી બહુ રહે જ છે.

ફરમાવ્યુંઃ હાં, અલ્હમ્દુલિલ્લાહ હું એ વાતોનો ખ્યાલ રાખું છું, અરજ કરી કે હઝરત સાંભળતા જ નથી. હઝરતના ઉસૂલ અને કાયદા એ પ્રકારના છે કે તેમની વિરુધ્ધ કોઈ હિમ્મત જ નથી કરી શકતો, જો ઉસૂલ અને કાયદામાં થોડી ઢીલ આપવામાં આવતી તો અહીંયા પર એ સિલસિલો શરૂ થઈ જાત.

ફરમાવ્યું કે ઢીલ વિશે સાંભળો, હાજી અબ્દુર્રહીમ ભાઈ મરહુમના

---

(૩૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૫૮.

નોકર હતા તેમના વિશે મારા મોટા ઘરમાં એક મામલામાં મારાથી શિકાયત કરી. મેં તરત જ એક વ્યકિત મોકલીને હાજી સાહેબને બોલાવ્યા અને દરવાજા પર ઉભા રાખીને કહયું કે તમારા વિશે આ શિકાયત છે, હાજી સાહેબે કહયું કે શિકાયત ખોટી છે. મેં ઘર પર કહયું કે એ તો ઈન્કાર કરે છે. અને તમે દા'વો કરો છો માટે ગવાહ લાઓ, એ તમારા ઝિમ્મે છે. ગવાહ નથી તો કહેવા લાગ્યા કે તૌબા તૌબા તમે તો થોડી વારમાં માણસની ફજેતી કરો છો. મેં કહયું કે હું ફજેતી નથી કરતો, નસીહત કરું છું, આ શિકાયત સારી નથી, તેનાથી દિલમાં દુશ્મની પેદા થાય છે. (૪૦)

## પત્રોથી દરરોજ ફારિગ થવાનો મા'મુલ

ફરમાવ્યુંઃ મને પત્રોનો ખૂબ જ એહતિમામ છે કે રોજના રોજ પત્રોનો જવાબ આપી દઉં તેમાં બંનેને રાહત છે. એક બાજુ હું ફારિગ મને રાહત, બીજી બાજુ પત્રનો જવાબ પહોંચી જાય તેમને રાહત. રાહ જોવાની તકલીફ ન થાય, આજે જ મોલવી સાહેબ સહારનપુરથી માત્ર એટલા માટે આવ્યા કે તેમના પત્રમાં એક દિવસ મોડું થઈ ગયું હતું, એટલે જાતે આવ્યા હતા. માત્ર એ ખ્યાલ થી કે ખાંસીની તકલીફ હતી તે વધારે ન થઈ જાય એટલે જવાબ ન મોકલ્યો. તે સિવાય દુર દુરથી પત્રો આવે છે તેમાં નવી નવી વાતો હોય છે, એટલે દરરોજ પત્રો મોકલી દઉં છું, કે મારા તરફથી બીજાને તકલીફ ન થાય, અને પ્રતીક્ષાની તકલીફ તો પ્રખ્યાત છે. (૪૧)

## હું કોઈના મામલામાં દખલ કરતો નથી

એક સાહેબે અરજ કરી કે હઝરત ગામમાં એક આલિમ મુદર્રિસની જરૂરત છે. જો હઝરત, મોલવી સાહેબથી ફરમાવે અને કબૂલ કરી લે તો

(૪૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૫૯. (૪૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૬૩.

ગામ લોકોને ઉમ્મીદ છે કે ઈન્શાઅલ્લાહ ઘણો ફાયદો થશે.

ફરમાવ્યું: કહેવું તો દુરની વાત છે, હું તો એવા મામલામાં કોઈને રાય પણ નથી આપતો બલ્કે જાતે મશ્વરો લેવા આવનારને પણ કહી દઉં છું કે મને તમારી મસલિહત અને હાલતની પૂરતી ખબર નથી, હું મશ્વરો આપવામાં માઝુર છું, આપ જાતે પોતાની મસલિહત પર નજર કરીને જે પોતાના માટે બેહતર સમજો તેની ઉપર અમલ કરો. હાં, દુઆથી મને ઈન્કાર નથી, આફિયત તેમાં છે, હું કોઈના મામલામાં દખલ કરતો નથી, દરેક શખ્સને આઝાદી છે, અલબત્ત શરીઅત વિરુધ્ધ તે કામ ન હોય તો ઈજાઝત છે. મોલવી સાહેબ અહીંયા હાજર છે તેમનાથી જાતે મામલો નક્કી કરી લેવામાં આવે.

મારો મામુલ એ છે કે જો બંને તરફ જાઈઝ વાત હોય તો કોઈ એકને મજબુર કરતો નથી બલ્કે બંનેને આઝાદી આપું છું, અહીંયા સુધી કે જો કોઈ એક શંકામાં મારી પણ મસલિહત હોય તો પણ મારી મસલિહત પર તેની મસલિહતને આગળ રાખું છું અને ખૂબ જ સફાઈ સાથે પોતાના તે વિચાર ને જાહેર કરી દઉં છું.

અલ્લાહનો લાખ લાખ શુક્ર છે કે પોતાના બુઝુર્ગોની દુઆની બરકતથી મારી કોઈ વાત અસ્પસ્ટ હોતી નથી. દરેક વાત ખૂબ જ સ્પષ્ટ હોય છે. જો સામે વાળામાં થોડી સમજ હોય તો તરત જ સમજી જાય છે. (૪૨)

## ઘરમાં ઈજાઝત લઈને દાખલ થવામાં આવે

ફરમાવ્યું: ઘણાં લોકો પોતાના ઘરમાં અવાજ આપ્યા વગર દાખલ થઈ જાય છે. ખૂબ જ શરમની વાત છે. ખબર નહિ કે ઘરની સ્ત્રીઓ કેવી હાલતમાં હોય અથવા કોઈ મહોલ્લાની સ્ત્રી પણ ઘરમાં હોય. ઈજાઝત

(૪૨) અલ ઈફાઝાત, જિલ્દ:૧, સફા નં. ૧૯૩.

લઈને જ્યારે ઘરમાંથી બોલાવવામાં આવે, દાખલ થવામાં આવે. (૪૩)

## જાઈઝ શંકામાં સહમત થવામાં જ સહુલત છે

ફરમાવ્યું: જો કોઈ પોતાના મામલામાં જાઈઝ શંકાને અપનાવે તો હું તેમાં સહમત થઈ જાઉં છું તેમાં માનવી ખૂબ જ હલકો (ભાર વિનાનો) બની જાય છે. અલ્હમ્દુલિલ્લાહ કોઈ શંકાને હું અગ્રતા આપીને કોઈ પર હુકૂમત નથી કરતો, કોઈ વાત પણ મારી એવી નથી હોતી જેનાથી બીજા શંકામાં મુકાય કે આ હુકમથી કહી રહયો છે, અને તેનો ખ્યાલ એટલા માટે રાખું છું કે તે કરવામાં બીજાનું દિલ માને કે ન માને. એટલે ન કોઈ વાત કરવાનો હુકમ આપું છું અને ન કોઈ વાતથી રોકું છું. ખબર નહિ કે દિલ પર શી અસર થાય? પસંદ આવે કે ન આવે? જાઈઝ દરજા સુધી તો બિલ્કુલ આઝાદી છે.

મોલવી સાહેબના ગયા પછી એ ખ્યાલ આવ્યો કે જે કામ તેમના ઝિમ્મે હતું તે કામ કોણ કરશે? પરંતુ મેં કુવ્વતથી તે ખ્યાલને દૂર કર્યો અને એ સમજયો કે:

{مَا يَفْتَحِ اللهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا وَمَا يُمْسِكْ فَلَا مُرْسِلَ لَهُ مِنْ بَعْدِهِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ}

'હુવલ્ અઝીઝુ' માં એ બતાવ્યું કે તે મહાન કુદરત વાળો છે, જે કામ બંધ હોય તે શરૂ કરી શકે છે, અને જો તે બંધ હોવાથી એ ખતરો થાય કે તેનાથી તો દીનને નુકસાન પહોંચશે તો 'હકીમ' માં ફરમાવ્યું કે અમે હકીમ પણ છીએ, જો બંધ પણ કરી દે તો તેની તેમાં હિકમત હશે. (૪૪)

---

(૪૩) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૬૬. (૪૪) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૬૬.

# વાદ–વિવાદથી બચવામાં આફિયત છે

ફરમાવ્યુંઃ દેવબંદી, વહાબી, બરેલીના વિરોધથી મુસલમાનોને સખત નુકસાન પહોંચ્યું છે. બિદઅતી લોકો ખુદાને શું ઓળખતા હશે, જે અમને ઓળખતા નથી. એટલે કેવા કેવા આક્ષેપો કરે છે પરંતુ હું તો કોઈને કંઈ કહેતો નથી. મને તો વાદ–વિવાદથી ડર લાગે છે, એટલે મને લોકો જેના મનમાં જે આવે છે તે કહી દે છે. જો હું પણ કહેતો તો હકીકત ખબર પડે, અલ્લાહનો શુક્ર છે કે એવા જ બુઝુર્ગોની ખિદમત નસીબ થઈ છે.

હઝરત હાજી (રહ.)એ ફરમાવ્યું હતું કે કોઈથી ઝઘડયો નથી જો કોઈ તમારા થી જાતે ઝઘડે તો તે કરવું જે એક હજામે કર્યુ હતું. ઘટના એ છેઃ

એક હજામથી કોઈ શખ્સે વાળ કપાવ્યા અને તેનાથી કહયું કે સફેદ–સફેદ વાળ શોધી દો. તેને એક બાજુ અસ્તરો ફેરવ્યો અને વાળ સામે રાખીને એ કહીને ચાલ્યો ગયો કે મને તો ઘણું કામ છે, શોધવાની ફુરસદ નથી. આપ જાતે જ શોધી લો.

ફરમાવ્યુંઃ કોઈ ઝઘડે તો બધું નરમ–ગરમ તેમની સામે રાખીને અલગ થઈ જાઉં અને કામમાં લાગું. ખરેખર હઝરત હકીમ હતા. કેવી અજીબ વાત ફરમાવી, હવે જ્યારે પોતાના પર ગુજરે છે તો હઝરતના ઈર્શાદની દિલમાં કદર થાય છે કે થોડા શબ્દોમાં કેવી વાત ફરમાવી.

વાત એ છે કે આ વાદ–વિવાદમાં નફસાનિયત જરૂર આવી જાય છે, એક તો ખોટા પર ઈન્કાર નેક નિય્યતીથી હોય છે અને હદની અંદર તો જાઈઝ છે અને એક હોય છે માત્ર તકરાર બદ નિય્યતીથી એ જાઈઝ નથી, બલ્કે ખતરો છે કે તેની ઉપર પકડ થાય. (૪૫)

(૪૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૬.

## સવાલ સહીહ કરાવવાની એક રીત

ફરમાવ્યું: એક વ્યકિતનો પત્ર આવ્યો છે, લખ્યું છે કે તહજજુદ વખતે ચાર તસ્બીહ પઢવાનો હુકમ છે? મેં જવાબમાં લખ્યું છે કે હદીષનો? અથવા ઉલમાનો? અથવા મશાઈખ નો? કોનો હુકમ? ફરમાવ્યું કે સવાલનો તરીકો બતાવ્યો છે, અને સવાલને ઠીક કરાવ્યો છે જેથી જવાબમાં સહુલત થાય. (૪૬)

## માંગની પૂર્ણતાનો એક તરીકો

ફરમાવ્યું: જે પત્રોમાં તા'વીઝની માંગ હોય છે તેમાં મારું દિલ ગભરાય છે, એક વ્યકિતનો પત્ર આવ્યો જેમાં એક જ પ્રકારના દસ–બાર તા'વીઝોની માંગ છે. નકામા લોકોને ખાલી બેઠા બેઠા એવી જ સુઝે છે જો એવી રીતે તા'વીઝ લખવામાં આવે તો એક અલગ વિભાગ બનાવવો પડે. તેની એક ઓફિસ હોય, તેમાં એક મુન્શી (લખનાર) બેસાડવો પડે, જેથી તે લોકોનું આ કામ કરે. મને એટલી ફુરસદ કયાં? એક તા'વીઝ લખી આપીશ જેટલી જરૂરત હોય આપ જાતે જ કોઈનાથી લખાવી લેશો. (૪૭)

## કામ જાતે કરવું આસાન, બીજાથી કરાવવું મુશ્કેલ

એક મોલવી સાહેબે બયાન માટે કેટલાક મુદ્દાઓ લખ્યા, તે હઝરત વાલાને બતાવીને મશ્વરો માંગતા હતા, તેની ઉપર ફરમાવ્યું કે પછી આપણી તરફ આરામ જ શું મળ્યું જ્યારે કે દરેક વાતમાં મને શરીક કરવામાં આવે છે, મેં પોતાની હાલત જોઈ છે કે કામ જાતે કરવું તો આસાન છે પરંતુ કરાવવું તો ખૂબ જ મુશ્કેલ, આ મારી સ્વભાવિક વાત છે અને હંમેશાથી છે. (૪૮)

---

(૪૬) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૮૨. (૪૭) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૮૪.
(૪૮) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૧૮૬.

## આરામના સમયે કોઈ પાસે જવું ખોટું છે

ફરમાવ્યુંઃ આજે એક વ્યકિત બરાબર આરામના સમયે મારી પાસે આવ્યા જેથી મને તકલીફ થઈ. આરામના સમયે કોઈ પાસે પહોંચી જવું ખૂબ જ ખોટું છે, એક સાહેબે અરજ કરી કે હઝરત! અદબ વિરુધ્ધ પણ છે, ફરમાવ્યુંઃ બધું જ છે પરંતુ લોકોને એ વાતોનો ખ્યાલ નથી, એ મામલાને દીનના ડાયરામાંથી જ કાઢી નાંખ્યો છે.

હઝરત હાજી સાહેબ (રહ.)પાસે એક વ્યકિત એવા સમયે આવતા કે તે વખત હઝરતના કેલુલાનો સમય હતો, બે—ચાર દિવસ પછી હાફિઝ ઝામિન સાહેબ (રહ.)એ તે વ્યકિતની ખબર લીધી કે રાતભર તો પત્નીની બગલમાં સુતા રહો છો અને બીજાના આરામના વખતમાં ખલેલ પહોંચાડો છો. તમે શું જાણો દુરવેશોની કદર? એ બિચારા તો આખી રાત જાગે છે, દિવસે થોડો વખત મળે છે તો તમે આવી જાવ છો, ખબરદાર! જો એવા વખતમાં મેં તમને અહીંયા જોયા. પગ તોડી નાંખીશ.

એવા જાલિમ અને બે રહમોનો એ જ ઈલાજ છે, પરંતુ હઝરત હાજી સાહેબ (રહ.)ની એ હાલત હતી કે તેઓ અખ્લાકનું પૂતળુ હતા, કોઈ આવી ગયું તો બેઠા છે. (૪૯)

## રાહતની તદબીર (યુકિત)થી તો રાહત પહોંચે છે

એક મોલવી સાહેબે અરજ કરી કે હઝરતે મારી એ શિકાયત પર કે ઉભા ઉભા બયાન કરવાથી થાક લાગે છે, બેસીને બયાન કરવાનું ફરમાવ્યું, એ તદબીર પર અમલ કરવાથી ઘણો ફાયદો થયો.

ફરમાવ્યુંઃ હાં, રાહતની તદબીરથી તો રાહત પહોંચે જ છે. (૫૦)

(૪૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૯૦. (૫૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૧૯૦.

# કિતાબ જોવાથી પહેલા નામ જોવું જોઈએ

ફરમાવ્યુંઃ આજ કાલ તો ઘણાં લેખકો થઈ ગયા છે, ઘણાં લેખકો મારી પાસે કિતાબો ટીકા ટીપ્પણી માટે મોકલે છે, જોઈને આશ્ચર્ય થાય છે કે એ વ્યકિત એ કેમ તકલીફ ઉઠાવી, અને વખત બરબાદ કર્યો. નામ રાખવાનો ઢંગ પણ નથી, હઝરત મવલાના મુહમ્મદ યાકુબ સાહેબ (રહ.)થી હઝરત શાહ વલીઉલ્લાહ સાહેબ (રહ.)નું કથન સાંભળ્યું હતુ કે સૌથી પહેલા કિતાબનું નામ જુઓ જો તેનું નામ વિષયને અનુરૂપ છે તો કિતાબ જુઓ નહિતર વખત બરબાદ કેમ કરવો?

ખરેખર ખૂબ જ કામની વાત બતાવી, એ હઝરત દીર્ઘ દ્દષ્ટિવાળા છે, તેમની નજર હિકમતને જુએ છે, તેમની નાની નાની વાતો જ્ઞાનના ખઝાના હોય છે. (૫૧)

# ગેર મુસ્લિમ વિશે આપની કાર્યપધ્ધતિ

ફરમાવ્યુંઃ હું ગેર મુસ્લિમને ન તુચ્છ સમજુ છું અને ન તેમનો આદર કરું છું, દિલ એવું ઈચ્છે છે કે દરેક ચીજ, દરેક કામ અને દરેક વાત પોત પોતાની હદમાં રહે. અને સમય પર જે દિલમાં આવે છે તેવો વર્તાવ કરું છું અને તે જ યોગ્ય હોય છે. (૫૨)

# લખાણ સુકાવવાની તદબીર

ફરમાવ્યુંઃ રેતીથી શબ્દો સુકાવવાની જુની રસમ છે, અને મને પણ એ જ પસંદ છે. તેનાથી શબ્દો ઝાંખા પડતા નથી, અને ખાતાવહી હમણા સુધી રેતીથી જ સુકવવામાં આવે છે. તેનાથી શબ્દોની હિફાઝત થાય છે. (૫૩)

---

(૫૧) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૨૪૫. (૫૨) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૨૬૨.
(૫૩) અલ ઈફાઝાત, જિલ્દ:૧,સફા નં.૨૮૪.

## કઈ ગલતી સજાપાત્ર છે

ફરમાવ્યુંઃ જો મને એ માલુમ થઈ જાય કે તેને રાહત પહોંચાડવાનો એહતિમામ છે છતાં તેનાથી કોઈ ભૂલ થઈ જાય તેના પર અણગમો થતો નથી, હાં, જો રાહત પહોંચાડવાનો એહતિમામ અને ફિકર જ ન હોય તો બેશક અણગમો થાય છે. તેની ઉપર પકડ કરું છું કે આ હરકત કેમ કરી?

ફરમાવ્યુંઃ હું તો ઈચ્છું છું કે પરસ્પર સંબંધો સાફ હોય, કોઈ વાતમાં ઝઘડવું ન પડે, ન તેમને કોઈથી તકલીફ પહોંચે, ન બીજાઓને તેમનાથી તકલીફ થાય, જો મુલાકાતની ઈચ્છા થાય મુલાકાત કરી લે, ન ઈચ્છે ન મુલાકાત કરે, સાફ કહી દીધું કે ફુરસદ નથી, મુસલમાનની ખૂબી તો એ જ છે કે તેમની દુનિયા પણ દીનના રંગમાં જ હોય. (૫૪)

## જે ચીજ જ્યાંથી લઉં ત્યાં જ મુકું છું

ફરમાવ્યુંઃ લોકોને સફાઈ અને આયોજનની આદત નથી, તબીઅતો ઉલઝેલી છે, મારો તો ઘરમાં પણ તે જ મામુલ છે કે જે ચીજ જ્યાંથી લઉં છું તે પોતે જ મુકું છું. દા.ત. પેન વગેરે, દિવાસળી ઘરમાં જ્યાંથી ઉઠાવું છું ત્યાં જાતે જ મુકું છું. બીજા પર આ કામને નથી છોડતો. દિલ એવું ઈચ્છે છે કે સહીહ ઉસૂલનો હું પણ પાબંદ બનું અને બીજાને પણ તેનો પાબંદ બનાઉં. (૫૫)

## સ્ત્રીઓ પર પણ દાંટ–દપટ (ધાક–ધમકી)

અરજ કરવામાં આવ્યુંઃ હઝરત ઘરમાં સ્ત્રીઓ પણ આવતી હશે તેમની ઉપર પણ બે ઉસૂલીને કારણે સખ્તી થતી હશે?

ફરમાવ્યુંઃ બે દિવસ પહેલાનો જ બનાવ છે, અમુક સ્ત્રીઓ ગામની

---

(૫૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૩૯૧. (૫૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૪૦૨.

આવી હતી તે કંઈક કપડું સાથે લાવી હતી તેમણે ઘરમાં આવવા ચાહયું, ઘરમાંથી કહયું કે હું તેમની ઈજાઝત વગર નથી લઈ શકતી, તેમાંથી એક બોલી કે મોલવીજી પોટલું ખોલીને થોડી જોવાના છે. તેમને ધમકાવી અને કહયું કે શું નકામી વાત કરો છો? હું વગર ઈજાઝતે કઈ રીતે એ કામ કરી શકું. ખબરદાર જો એવી નકામ વાત કરી. મતલબ કે તેમણે પણ ધમકાવવાની જરૂરત પડી. તે બધી સ્ત્રીઓની ફરમાઈશ કરતી હતી જ્યારે પોતાની ઉપર આવી તો તે કર્યુ જે હું કરું છું.

અને મારો મામલો તો ઘરવાળાઓ સાથે પણ એ જ છે જે હઝરત ઉમર (રદિ.)નો પોતાના ઘરવાળાઓ સાથે હતો. ફરમાવ્યું કે પહેલા તો તમે ઉમરના સગા–સંબંધી હતા અને હવે અમીરૂલ મુઅમિનીન ના સગા–સંબંધી છો. લોકોની નજર તમારી ઉપર હશે. જો તમે કોઈ ભૂલ કરી તો બીજાથી ડબલ સજા આપીશ. (૫૬)

## મશવરા વગર દવાથી ઈલાજ

ફરમાવ્યુંઃ એક વ્યકિતએ સુરમો મોકલ્યો છે, તેનું વજન એક તોલો છે, અને કિમત આઠ આના છે. લખ્યું છે કે આમ જ મોકલું છું, એક અઠવાડિયું વાપર્યા પછી ફાયદો દેખાશે, જે ફાયદા થાય તે લખી આપશો તેની જાહેરાત કરી દઈશ, મેં સુરમો પાછો કરી દીધો અને લખી દીધું કે હું કોઈ ચીજ મશવરા વગર વાપરતો નથી, માટે આપને સુરમો પાછો છે. ફરમાવ્યુંઃ તેને કારણે હું પોતાની આંખો પર અખતરો કરું. માફક આવે ન પણ આવે, જો કોઈ તકલીફ પહોંચી તો તેમનું શું બગડશે, તકલીફ તો મને થશે. એટલે હું હંમેશા એહિતિયાત કરું છું. (૫૭)

---

(૫૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૧,સફા નં.૪૦૩. (૫૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૯.

## મશવરા વગર હદિયો મોકલવાનું પરિણામ

ફરમાવ્યુંઃ એક સાહેબે હઝરતવાલા માટે ચાદર હદિયામાં મોકલી. તેની ઉપર હઝરત વાલાએ જવાબ મોકલ્યો.

અસ્સલામુ અલયકુમ. કબૂલ કરીને અરજ છે કે મશવરા વગર કોઈ ચીજ મોકલવાનું મોટે ભાગે પરિણામ એ હોય છે કે તે ચીજ જરૂરતથી વધારે હોય છે. હવે વેચ્યા વગર કોઈ રસ્તો હોતો નથી, અને કિંમત માલુમ ન હોવાને કારણે નુકસાનનો અંદેશો હોય છે. (૫૮)

## એક સાથે આવનારાઓથી એક જેવો વર્તાવ કરવો

ફરમાવ્યુંઃ જ્યારે બે સાથી મહેમાન આવે છે તો ખાવામાં એક જેવો જ વર્તાવ કરું છું મને એ પણ અયોગ્ય લાગે છે કે એક સાથે અલગ વર્તાવ કરું અને બીજા સાથે અલગ. બંને સાથે બરાબર વર્તાવ યોગ્ય છે. (૫૯)

## બીજાના તાબેદારો વિશે ઉસૂલ

ફરમાવ્યુંઃ હું કોઈ વ્યકિતથી જેનો બીજા સાથે તાબેદારીનો સંબંધ હોય પોતે વગથી કામ નથી લેતો, જે જેનો તાબેદાર હોય છે તેનાથી ઈજાઝત લઈને કામ લઉં છું, ભલે તે વ્યકિત જેનાથી ઈજાઝત લઉં તે મારો તાબેદાર હોય, તેનાથી વ્યવસ્થામાં ગડબડ થતી નથી. આ મારો ઉસૂલ છે. (૬૦)

## સભ્યતા ખુદાની અર્પણ કરેલ ચીજ છે

ફરમાવ્યુંઃ સભ્યતા ખુદાની અર્પણ કરેલ ચીજ છે, અંગ્રેજી અને અરબી પર મોકૂફ નથી. જેને ખુદા તઆલા અર્પણ કરે. (૬૧)

(૫૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૯. (૫૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૧૦.
(૬૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૧૫. (૬૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૩૫.

## પોશાકનો પણ અખ્લાક પર અસર થાય છે

ફરમાવ્યુંઃ પોશાકનો પણ અખ્લાક પર અસર થાય છે, હું કહયા કરું છું કે શેરવાનીમાં શેર (વાઘ) છે. ગુર્ગાબી (માત્ર પંજા સુધીના પગરખાં) માં ગુર્ગ (વરું) છે. માથાથી પગ સુધી હિંસક પ્રાણીમાં લપેટાયેલો છે. નેક લોકોએ એવા પોશાકથી દૂર રહેવું જોઈએ. (૬૨)

## દીનનો એક ઉસૂલ. لَا ضَرَرَ وَلَا ضِرَارَ

ફરમાવ્યુંઃ જે વ્યકિતમાં બે ગુણો હશે, દીન અને બુધ્ધિ, તે ઉપર રહેશે.

એક વખતે હિરકલના દરબારમાં ઈસ્લામના એક એલચી આવ્યા, તેને હઝરત ઉમર (રદિ.)ના હાલાત પૂછયા. એલચીએ હઝરત ઉમર (રદિ.)ના હાલાત બયાન કર્યા જે સાંભળવા જેવા છે. અમારા અમીરુલ મુઅમિનીનનો ટુંકો હાલ એ છેઃ لَا يَخْدَعُ وَلَا يُخْدَعُ ન ધોકો આપે છે ન ધોકો ખાય છે. હિરકલ આ શબ્દો સાંભળી આશ્ચર્યમાં પડી ગયો અને પોતાના દરબારમાં આ વાત કહી કે તેમના ખાલીફામાં બે ગુણો છે એક ન કોઈને ધોકો આપે છે જે દલીલ છે તેમના દીનની અને બીજો ગુણ ન ધોકો ખાય છે જે દલીલ છે તેમની બુધ્ધિની, તેથી જો આ બે વાતો જેમાં ભેગી હોય સમગ્ર દુનિયા તેનો મુકાબલો કરી શકતી નથી. (૬૩)

## મુકાબલામાં ખામોશી પણ હિકમત છે

ફરમાવ્યુંઃ અમારા હઝરત મવલાના મુહમ્મદ યાકુબ (રહ.)ના જમાનામાં મદરસા દારૂલ ઉલૂમ દેવબંદમાં એક સવાલ આવ્યો, તે હઝરતે મારા હવાલે કર્યો કે આનો જવાબ લખી દો, મેં જવાબ લખી દીધો. ત્યાંથી

(૬૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૩૫. (૬૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૪૧.

ઈશ્કાલ લખીને આવ્યો, મેં રજુ કર્યો તો ફરમાવ્યું કે લખી દો, અમે જંગલી મરઘા નથી, એ અમારુ એહસાન હતું કે વખત કાઢીને જવાબ લખી આપ્યો, જો તમને અમારા જવાબમાં શિફા નથી તોઃ

فَوْقَ كُلِّ ذِي عِلْمٍ عَلِيْمٌ

દરેક આલિમથી વધીને બીજા આલિમ મોજુદ છે. બીજા કોઈથી પૂછી લો. મેં અરજ કરી કે હઝરત જવાબ તો હોવો જોઈએ, ફરમાવ્યું: ના, પરિણામે તેની ઉપર અમલ કરવામાં આવ્યો, બાદમાં તેનું જ મસ્લિહત હોવાનું માલુમ થયું.

જો કે અમને બાળપણથી જ તેની તાલીમ આપવામાં આવી છે અને એ જ પ્રિય છે અને તે પણ માત્ર એ ખ્યાલથી કે લોકો સમજશે કે તેમને કંઈ આવડતું નથી. કેટલો ખોટો ખ્યાલ છે ઉલમાએ એવા વિચારોથી પરહેજ કરવો જોઈએ. તેમની તો એ શાન હોવી જોઈએ:

دلفریبان نباتی ہمہ زیور بستند  دلبر ماست کہ با حسنِ خداداد آمد

તર્જુમો: દુનિયાના બધા મેહબૂબ બનાવ–શૃંગારના મોહતાજ છે. અમારા મેહબૂબને ખુદા તરફથી હુસ્ન પ્રાપ્ત થયેલ છે. (૬૪)

## પતિની ઈજાઝત વગર બયઅત ન કરવી

ફરમાવ્યું: હું પતિની ઈજાઝત વગર સ્ત્રીને મુરીદ નથી કરતો, એટલા માટે કે શકય છે કે પતિને શ્રધ્ધા ન હોય અને સ્ત્રીને શ્રધ્ધા હોય અને જો પુરુષ તે પીરને કંઈ કહે તો સ્ત્રીને અણગમો થાય, તેથી સ્ત્રી પતિને કંઈક જવાબ આપે અને ઘરમાં ઝઘડો થાય એટલે મુરીદ બનાવવું યોગ્ય નથી, મારે ત્યાં દરેક વસ્તુ અલ્હમ્દુલિલ્લાહ ઉસૂલ પ્રમાણે થાય છે. (૬૫)

(૬૪) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૫૬. (૬૫) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૮.

## ઝિમ્મેદાર સમજદાર હોવો જોઈએ

ફરમાવ્યુંઃ ઝિમ્મેદાર સમજશકિત ધરાવતો હોવો જોઈએ આ એક કલા છે, જોઈ લો સરકાર કોઈ વસ્તુ અમલમાં મુકવા માંગે છે તો પહેલા એલાન કરે છે, તેની ચર્ચા થાય છે, થોડા દિવસોમાં તબીયત તેની આદી બની જાય છે, પછી તેને અમલી બનાવવામાં આવે છે. આ બધી યુકિતઓ છે, જેનાથી વ્યવસ્થા ટકી રહે છે. (૬૬)

## બીમારપૂર્સીનો તરીકો અને ગુપસુપનો હુકમ

ફરમાવ્યુંઃ કે ઈસ્લામની તાલીમ અજીબ છે, બીમારપૂર્સીના હુકમમાં છે فَلْيُخَفِّفِ الْجُلُوْسَ કે થોડી વાર બેસો.

અને એ હુકમ છે કે જો ત્રણ વ્યકિતઓ એક જગ્યાએ હોય તો બે વ્યકિતઓને ગુપસુપ કરવાની ઈજાઝત નથી. ત્રીજાનું દિલ દુખશે કે મને અલગ સમજયો એટલા માટે મારાથી છુપું રાખ્યું.

જો તઅઝીયત માટે જાય તો પરેશાનો સામે તસલ્લીની વાતો કરે, જેથી તે ખ્યાલ તેમના દિલ પરથી હટી જાય, ન કે આજકાલ રિવાજ છે કે મરનારની જુદાઈનો ગમ બયાન કરવામાં આવે છે તેનાથી તો ઘરવાળાઓને વધારે તકલીફ થાય છે.

મતલબ કે તમારા ઘરમાં દરેક પ્રકારના તાલીમી ખજાના ભરેલા છે પરંતુ તેની કદર નથી, તેને ફરમાવે છેઃ

یک سبد پرنان ترابر فرق سر تو ہمیں جوئی لب ناں در بدر

تا بزانوئے میانِ قعرِ آب وزعطش وزجوع گشتستی خراب

તર્જુમોઃ તારા માથા પર એક ટોપલો રોટલીઓનો મુકેલો છે અને

(૬૬) અલ ઈફાઝાત, જિલ્દઃર,સફા નં.૬૯.

તુ દરવાજે દરવાજે રોટલીના ટુકડા માંગયા કરે છે, ઘૂટણ સુધી પાણીની અંદર છે અને પાણી અને ભૂખથી મરી રહયો છે. (૬૭)

## આખા દેશને મદ્રસો બનાવવાની યુકિત

ફરમાવ્યુંઃ હઝરત ઉમર (રદિ.)એ એક કાનુન બનાવીને કેટલી ઉત્તમ વ્યવસ્થા બનાવી કે આખા દેશને દર્સગાહ બનાવી દીધી હતી. તે એ કે તેમને હુકમ આપ્યો કે બજારમાં એવા લોકોને બેસવાની ઈજાઝત નથી જે મસાઈલ જાણતા નથી (મતલબ કે બજારમાં તે બેસે જે મસાઈલ જાણતો હોય.)

મતલબ એ હતો કે ગ્રાહક તેમનાથી ખરીદી કરશે તેમને પણ મસ્અલાની જાણ થઈ જશે. એવી રીતે આસાનીથી આખો દેશ મદ્રસો બની જશે, અર્થાત તેઓ આખા દેશને મદ્રસો બનાવવા માંગતા હતા અને આજે તો હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.)ના કથન પ્રમાણે મોલવીઓમાં એ ખામી થઈ ગઈ છે કે પઢીને તેઓ દુનિયામાં મશ્ગૂલ થઈ જાય છે અથવા ઝિક્ર–ફિક્રમાં, દર્સ–તદરીસને છોડી દે છે. તો તેઓ પોતાના સ્થાનને પણ મદ્રસો બનાવતા નથી. (૬૮)

## દીન અને દુનિયાના ઈન્તિઝામ વાળી કિતાબ

ફરમાવ્યુંઃ હું મારા બધા સંપાદનોમાં 'હયાતુલ મુસ્લિમીન' ને પોતાના માટે નજાતનું કારણ સમજું છું કારણ કે તેમાં કયામત સુધી મુસલમાનોના દીન અને દુનિયાનો ઈન્તિઝામ છે.

પરંતુ કેટલાક પરિણામો એવા હોય છે જે જમાઅત વગર પ્રાપ્ત થતા નથી જેમકે નમાઝમાં જમાઅતના ફઝાઈલ છે, જ્યાં સુધી બધા ભેગા થઈને ન પઢે તે ફઝાઈલ પ્રાપ્ત થતા નથી, એવી રીતે હયાતુલ મુસ્લિમીન ના

(૬૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૮૩. (૬૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૨,સફા નં.૯૬.

અમલોના પરિણામો મુસલમાનોના એકત્ર થયા વગર અને અમલ કર્યા વગર પ્રાપ્ત થઈ શકતા નથી, જો બધા તેની તાલીમ પર અમલ કરે અને તેને પોતાનો નિયમ બનાવી લે તો હું ખુદાની જાતથી ઉમ્મીદ કરીને કહું છું કે દીન અને દુનિયામાં ઉચ્ચ દરજજાની કામિયાબી નસીબ થાય. (૬૯)

## તરબીયતના મામલામાં મારો એક ઉસૂલ

ફરમાવ્યું: તરબીયતના મામલામાં જ્યારે મારી કોઈ રિઆયત કરે છે તો મારું પણ દિલ ચાહે છે કે રિઆયત કરું, જો તે રિઆયતની પાબંદી નથી કરતો તો હું પણ નથી કરતો તેથી તેની અજ્ઞાનતા વધે છે. (૭૦)

## પરિપૂર્ણ લોકોને શણગારની જરૂરત નથી

ફરમાવ્યું: પરિપૂર્ણ લોકોને શણગારની જરૂરત હોતી નથી, તેમને એટલી ફુરસદ કયાં કે તે અવી નકામી વસ્તુમાં મશ્ગુલ થાય, હું જ્યારે કોઈને બનાવ શણગારનો એહતિમામ કરતો જોઉં છું તો સમજી લઉં છું કે આ વ્યકિત કમાલાતમાં ખાલી છે અને કમાલાતને પ્રાપ્ત કરવા તરફ ધ્યાન પણ નથી. (૭૧)

## પત્રનો વધેલો કાગળ રદ્દીમાં ન નાંખવામાં આવે

ફરમાવ્યું: એક પત્રમાં જે જવાબી નથી થોડો સાદો કોરો કાગળ છે, દિલ નથી માનતુ કે તેને રદ્દીમાં નાખી દઉં, બે–ત્રણ તાવીઝોના કામમાં આવી જાય અને જે જવાબી પત્ર હોય છે તેનો વધારાનો કાગળ પણ પરત કરી દઉં છું. (૭૨)

---

(૬૯) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૫૫. (૭૦) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૧૭.
(૭૧) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૩૪. (૭૨) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૫૫.

## કોઈને થોડુ નુકસાન સારુ લાગતું નથી

ફરમાવ્યું: કોઈને થોડુ નુકસાન પણ સારુ લાગતું નથી તેનાથી કુદરતી રીતે અણગમો થાય છે. મશ્કરી રૂપે ફરમાવ્યું: પછી તે સાંપ જેવી શકલમાં બની જાય છે, બીજુ તેમાં જિજ્ઞાસાવૃત્તિ પેદા થાય છે, બીજાના ભેદ જાણવાની વૃત્તિ જાગે છે. તેમાં લોકો સાવચેતીથી કામ લેતા નથી, એવું ન કરવું જોઈએ. (૭૩)

## પ્રસંગ–મોકા વગર હદિયો પણ કબૂલ ન કરવો

ફરમાવ્યું: એક વ્યકિતથી કોઈ ભૂલ થઈ ગઈ, હજુ તેમનાથી પત્ર વ્યવહાર થઈ રહયો હતો મામલો પણ સાફ ન થયો હતો કે એક રકમ હદિયામાં મોકલી, મેં રૂપિયા પરત કરી લખ્યું કે હું કોઈ રુશ્વત ખાઉં છું? પછી લખ્યું હદિયો છતાં મોકા વગર મોકલ્યા એટલે રુશ્વત જેવું થઈ ગયું, તે રૂપિયા કબૂલ ન કર્યા એટલા માટે કે તે ઉસૂલ વિરુધ્ધ હતાં. આજે એક વ્યકિતએ પાંચ રૂપિયા મોકલ્યા કારણ કે તે ઉસૂલ પ્રમાણે હતા તે કબૂલ કરી લીધા, સુધારકે ચારે બાજુ નજર કરવાની જરૂરત છે, આ વાતો અનુભવથી સંબંધ ધરાવે છે. (૭૪)

## વધારે પડતી પ્રશંસા ઝિલ્લત માલુમ થાય છે

ફરમાવ્યું: મુહબ્બતની સમજ તો મારામાં છે પરંતુ આદર નથી વધારે પડતી પ્રશંસા કરવામાં ઝિલ્લત માલુમ થાય છે. (૭૫)

## કિતાબ પઢીને વિશ્વાસ ન કરવો

ફરમાવ્યું: લોકો મારી કિતાબ જોઈને વિશ્વાસ કરી બેસે છે એ

(૭૩) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૫૯. (૭૪) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૫૯.
(૭૫) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૬૨.

મોટી ગલતી છે, અહીંયા આવીને કહેતા હશે કે સંપાદનોમાં અલગ ચહેરો છે અને અહીંયા અલગ, એટલા માટે કે હું ઈસ્લામ અને તરબીયત માટે રોક ટોક કરું છું, જો આ રીત ન અપનાવું તો ઈસ્લાહ કઇ રીતે થાય? આજ કાલ મોટે ભાગે તબીઅતો શરીફ રહી નથી કે નરમીથી આમાલ કબૂલ કરે. (૭૬)

## બીજાઓને પોતાની સાથે લાવવા યોગ્ય નથી

ફરમાવ્યું: આજ કાલ આવનારાઓની એક આમ આદત બની ગઈ છે કે તેઓ બીજાને પણ સાથે લાવે છે એ રીત યોગ્ય નથી, અને તેમાં ઘણી ખરાબીઓ છે. મવલાના ફઝલુર્રહમાન ગંજ મુરાદાબાદી (રહ.)એ મોલવી મુહમ્મદ અલી સાહેબથી ફરમાવ્યું હતું કે કોઈને સાથે ન લાવશો તેનાથી તકલીફ થાય છે.

મતલબ એ હતો કે તમારી સાથે અલગ મામલો છે અને આવનાર સાથે ખબર નહિ કેવો મામલો યોગ્ય હોય. તમારી સાથે હોવાને કારણે તેની રિઆયત કરવી પડે છે. કેવી ઉસૂલી વાત ફરમાવી, હાલાંકે મસ્ત ફકીર હતા પરંતુ ખબર નહિ કયાંથી આ ઉસૂલ તેમના દિલમાં આવતા હતા. હવે અનુભવ પછી એવું લાગે છે કે એમ જ કરવું જાઈએ. (૭૭)

## બધુ કામ વિશ્વાસ પર ચાલે છે

ફરમાવ્યું: દરેક કામ વિશ્વાસ પર ચાલે છે જો વિશ્વાસ ન હોય તો કોઈ કામ પણ ન થાય. દા.ત. જો દર્દીને ડોકટર પર વિશ્વાસ ન હોય તો કામ ન ચાલે. વિશ્વાસ મોટી વસ્તુ છે. વિશ્વાસ વિના હંમેશા પરેશાની જ રહે છે.

દા.ત. ડોકટર દર્દીને કહે કે તમે તંદુરસ્ત થઈ ગયા, એ કહે કે ના,

(૭૬) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૭૧. (૭૭) અલ ઈફાઝાત, જિલ્દ:૨,સફા નં.૧૭૧.

અથવા ડોકટર કહે કે દર્દ બાકી છે, દર્દી કહે કે ના, એવી હાલતમાં માત્ર પરેશાની સિવાય શું થશે? (૭૮)

## નાની જગ્યાએ રહીને કામ થાય છે

એક સાહેબે એક ગેર મુસ્લિમ હાકિમનું કથન નકલ કર્યુ કે હઝરત નાના ગામમાં રહો છો, દિલ્લી જેવી જગ્યામાં કેમ નથી રહેતા જેથી લોકોને ફાયદો થાય.

ફરમાવ્યું: કે માનવી નાની જગ્યામાં રહીને કામ વધારે કરી શકે છે, કારણ કે વખત વધારે મળે છે અને મોટા વિસ્તારમાં રહીને નાનું કામ પણ કરી શકતો નથી કારણ કે વધારે વખત આવનારાઓને રાજી કરવામાં પસાર થાય છે. (૭૯)

## પત્ર સીલ કરવાના તરીકા પર તાકીદ

એક વ્યકિતનો પત્ર આવ્યો તેને એવી રીતે બંધ કર્યો હતો કે ખોલતા જ તે ફાટી ગયો, તેની ઉપર હઝરતે જવાબ લખ્યો.

આ હાલતમાં તમને બંધ કરવાની તમીઝ નથી અથવા મને ખોલવાની તમીઝ નથી, અને બદતમીઝ ન મુરીદ બનવાને લાયક છે અને ન પીર બનવાને લાયક છે, એટલા માટે આ કિસ્સાને ખતમ કરો, અને જો તમે બંધ કર્યો નથી કોઈ બીજાએ બંધ કર્યો છે તો ફરી એવા જ બદતમીઝ પાસે બંધ કરાવ્યો તો આ તકલીફ કોણ સહન કરશે?

જવાબ આવ્યો કે પત્રની ઉપર ગુંદર બીજી વ્યકિતએ લગાવ્યો હતો, હઝરતનો જવાબ ગયો કે તમે જાતે કેમ ન લગાવ્યો તમે પોતાને મોટો વ્યકિત સમજો છો કે આટલુ સામાન્ય કામ પણ બીજાથી કરાવો છો તો

(૭૮) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૫. (૭૯) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૪૩.

ઘમંડી માણસ પણ મુરીદ બનવાને લાયક નથી. (૮૦)

## દર્સ અને તદરીસનો એક અગત્યનો ઉસૂલ

ફરમાવ્યુંઃ વ્યવસ્થામાં દરેક ચીજ જરૂરી છે, હું દર્સના સમયે મુદર્રિસો પાસે એવી વ્યકિતને નથી બેસવા દેતો જે દર્સમાં શરીક ન હોય. હું જ્યારે કાનપુરમાં મુદર્રિસ હતો આ નિયમ હતો તેમાં ખરાબી એ છે કે ઉસ્તાદને તો એ ફિકર કે કોઈ વાત બયાનમાં કિતાબ વિરુધ્ધ ન થઈ જાય અને શાગિર્દને તો એ ફિકર કે કોઈ સવાલ એવો ન હોય જે અમારા મગજમાં ન હોય, તો બંને ફિકરમાં પડી જાય છે, આજે બિલ્કુલ મદરસામાં એવું નથી આમ જ વખત બેકાર કરવામાં આવે છે. (૮૧)

## નવી જગ્યાએ જઈને શું કરવું?

ફરમાવ્યુંઃ માનવી નવી જગ્યાએ જાય તો આ અમુક વાતો પહોંચતા જ કહી દે, કોણ છું? કયાંથી આવ્યો છું? કેમ આવ્યો છું. (૮૨)

## જુના મશાઈખોનો એક નિયમ

ફરમાવ્યુંઃ ઈબ્ને બતુતા (મુસાફિર)નું કથન છે કે અમારા જમાનાના મશાઈખોનો એ મામુલ છે કે ખાનકાહના મુખ્ય દરવાજા પર કેટલાક લોકો આવનારાઓની પૂછતાછ માટે હોય છે, દરેક આવનાર મશાઈખ સુધી નથી પહોંચી શકતો. હવે જો કોઈ એવું કરે તો એટલો બદનામ થાય કેઃ الحفیظ والامان!

તેનું કારણ એ છે કે તે સમયના લોકો બુધ્ધુ ન હતા અને તેમના દિલમાં દીન અને દીનદારોની કદર હતી અને આજે તેમાં કમી છે, મશાઈખને પોતાના તાબે બનાવવા માંગે છે. (૮૩)

(૮૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૭૬. (૮૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૧૦૮.
(૮૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૧૦૮. (૮૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૧૧૪.

# મહેમાનો સાથે રિઆયતની એક સૂરત

ફરમાવ્યું: મારો એક એ પણ મામુલ છે કે જો અનેક મહેમાન હોય અને તેમનામાં પહેલાથી કોઈ સંબંધ ન હોય તો તેમને એક જગ્યાએ બેસીને નથી ખવડાવતો, જો જાતે પણ ખાઉં તો ભેગા કરી લઉં છું કારણ કે તે સમયે હું જાતે તેમાં વાસ્તો બનું છું અને મારાથી બધાનો વાસ્તો છે. આ વાત કયારેય ન સાંભળી હશે, મહેમાનોની આટલી રિઆયત કરું છું છતાં સખત લાગું છું.

આ મામુલ એટલા માટે છે કે ખાવામાં અલગ અલગ લોકોના ભેગા થવાથી પરસ્પર સંબંધ ન હોવાને કારણે શરમ–સંકોચ થાય છે, દિલ ખોલીને ખવાતું નથી, અલગ અલગ તબીઅતો હોય છે કે જ્યાં સુધી નિ:સંકોચતા ન હોય ખાવામાં શરમ આવે છે. (૮૪)

# ખાવાનું ખાતી વખતનો એક અદબ

ફરમાવ્યું: ખાવાનું ખાતી વખતે ખાનારાથી એવી વાત કરવામાં આવે કે ફિકરમાં વધારો ન થાય તો વાંધો નથી, એ ખાવાના અદબમાંથી છે અને જેમાં માત્ર ફિકરનો વધારો કરે એવી વાત ન કરવામાં આવે નહિ તો ખાવાનો મજા જતો રહે છે. (૮૫)

# બીજાની શિર્કતવાળા કામો થતા નથી

ફરમાવ્યું: આજે એવા કામો કરવાની હિમ્મત થતી નથી જેમાં બીજાની શિર્કતની જરૂરત હોય, આજે અનુભવોથી માલુમ થયું કે તે કામો થતા નથી જેમાં અલગ અલગ તબીઅતના લોકો ભેગા થાય. (૮૬)

---

(૮૪) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૧૭૦. (૮૫) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૧૭૦.
(૮૬) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૧૭૯.

## વડીલોની વાતોમાં દખલ કરવો બે–અદબી છે

એક વ્યકિતની ભૂલ પર હઝરત પૂછપરછ ફરમાવી રહયા હતા, તેમનાથી જવાબ માંગી રહયા હતા તે વ્યકિત ખામોશ હતા. એક વ્યકિત જે મજલિસમાં બેઠા હતા તેમનાથી સંબોધીને કહયું કે તમે જવાબ આપો! તેની ઉપર હઝરતે તેમનાથી ફરમાવ્યુંઃ આપ વચ્ચે દખલ ન કરો, તમને મેં વકીલ નથી બનાવ્યા. આ તરીકામાં ખૂબ જ ખરાબી છે.

એક ખરાબી તો એ છે કે એક ગરીબ પર ચારે બાજુથી હંગામો થાય છે, જેનાથી તેનું દિલ દુખે છે.

બીજી એ કે વાત સાંભળનારને તો મારાથી મુહબ્બત છે એટલે મારી દરેક વાત પ્રિય હશે અને તમારાથી મુહબ્બત નથી એટલે (તમારી વાતથી) તેને અણગમો થશે.

ત્રીજી વાત એ બન્નેથી સુક્ષ્મ છે જેની ઉપર વિચાર કર્યા વગર નજર જવી મુશ્કેલ છે તે એ કે તેમાં મારી તોહીન છે કે તુ કાફી નથી, બીજાને જોર લગાવવાની જરૂરત છે. (૮૭)

## વાત સાફ ન કહેવી પરેશાન કરવું છે

ફરમાવ્યુંઃ એક વ્યકિતએ લખ્યું હતું કે સાંભળ્યું છે કે આપ મુજદિદ છો શું એ સાચું છે? જો કોઈ બીજો હોત તો લખતો કે છું કે નથી? પરંતુ મેં લખ્યું કે યકીનની તો કોઈ દલીલ નથી, અને ધારણા તો મારી પણ છે, જે વાત હતી સ્પષ્ટ લખી દીધી બીજાને પરેશાન કરવાથી શો ફાયદો? ન હકાર પર યકીન અને ન નકાર પર યકીન. હકારને નકાર કરવો અને નકારને હકાર કરવો એ પણ પરેશાન કરવા બરાબર છે. (૮૮)

---

(૮૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૨૫૨. (૮૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૨૫૮.

## બે તકલ્લુફી તો હોય પરંતુ અસભ્યતા ન હોય

ફરમાવ્યું: બે તકલ્લુફી તો જરૂરી છે પરંતુ બદતમીઝી અને અસભ્યતા ખરાબ છે, બે તકલ્લુફીથી તો મુહબ્બત વધે છે અને બદતમીઝી અને અસભ્યતાથી અપ્રિયતા અને નફરત વધે છે, હું જાણું છું જાણી બુઝીને કોઈને તકલીફ પહોંચાડતો નથી. (૮૯)

## પુત્રની સામે પિતા સાથેના વર્તાવનો તરીકો

ફરમાવ્યું: મારો મામુલ છે કે જો પિતા–પુત્ર બંને સાથે મુલાકાતે આવ્યા તો પિતા સાથે એવો વર્તાવ નથી કરતો જેનાથી પુત્રની નજરમાં પિતા તુચ્છ બને, હું એવી વાતોનો ખાસ ખ્યાલ રાખું છું. (૯૦)

## પત્ની–પતિના મશ્વરાની પાબંદ રહે

ફરમાવ્યું: સ્ત્રીએ પુરુષના મશ્વરા વગર કોઈ કામ ન કરવું જોઈએ, નસાઈની હદીષમાં છે કે જો પત્ની પોતાનો માલ પણ ખર્ચ કરે તો તે પણ પતિની પરવાનગી વગર ન કરે. (૯૧)

## ફરી બયઅત કરવાનો એક ઉસૂલ

ફરમાવ્યું: જો પહેલા શેખ સુન્નતના પાબંદ હતા તો તેમની બયઅત પોતાની બરકતો સાથે મોજુદ છે, ફરી નવી બયઅત કરવાની જરૂરત નથી અને જો તે સુન્નતના પાબંદ ન હતા તો તે બયઅત જ સહીહ નથી. હવે જ્યાં ઈચ્છે, જેનાથી ઈચ્છે બયઅત કરીલે, પરંતુ તેની સાથે પહેલા શેખ વિશે એ ખ્યાલ રહે وَاهْجُرْهُمْ هَجْرًا جَمِيلًا એટલે છોડવાના તો છે પરંતુ પહેલા શેખની બયઅત તોડયા પછી પણ તેમની ફજેતી ન કરવામાં

(૮૯) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૧૫. (૯૦) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૨૧.
(૯૧) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૨૧.

આવે. (૯૨)

## કોઈની વાતથી મને બદગુમાની થતી નથી

ફરમાવ્યુંઃ મને જે કોઈનાથી શિકાયત પેદા થાય છે તે પોતાની તપાસથી થાય છે કોઈના પ્રભાવથી નહિ, અમુક લોકો બીજા વિશે એવું જાહેર કરે છે કે તેમનો આ સ્વાર્થ છે, પરંતુ અલ્હમ્દુલિલ્લાહ હું કોઈનાથી પ્રભાવિત થતો નથી, સારો ગુમાન એટલો છે કે કોઈનું સાંભળ્યા પછી પણ બદગુમાની પેદા થતી નથી. (૯૩)

## ઉસૂલમાં રાહત છે તેનો એક પ્રસંગ

ફરમાવ્યુંઃ હું અલાહાબાદ ગયો હતો, તાવીઝોની માંગ એવા વખતમાં થઈ કે જવાનો વખત હતો, મેં કહયું કે એક સુરત છે કે કાગળ અને ખડિયો સ્ટેશન પર સાથે લઈ લો, હું રેલમાં બેસીને લખીશ, અને જ્યારે ગાડી ઉપડશે તો કાગળ, કલમ અને ખડિયો પરત કરી હું પણ રવાના થઈશ. તેથી રેલગાડીમાં બેસી લખતો રહયો જ્યારે રેલગાડી ઉપડી તો કાગળ, કલમ આપી હું પણ રવાના થઈ ગયો. તો ઉસૂલથી ખૂબ જ રાહત મળે છે, આજે આ વાત રહી નથી, લોકો ઉસૂલોથી ગભરાય છે અને હું બે–ઉસૂલીથી ગભરાઉં છું, કારણ કે બીજાના કામો સાથે પોતાની પણ મસલિહતો છે, આરામ પણ છે. કોઈ કામ પણ છે. કેવી રીતે બીજાનો પાબંદ બની જાઉં. (૯૪)

## જાહેરમાં એકાંતની હિફાઝતનો ઉસૂલ

ફરમાવ્યુંઃ કેટલાક લોકો એકાંતની હિફાઝત માટે દરવાજા બંધ કરીને બેસે છે, અને હું લડીને જાહેરમાં એકાંતની હિફાઝત કરું છું, હું એવી

(૯૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૨૨૪. (૯૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૨૪.
(૯૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૩૦.

હિફાઝતને પસંદ કરતો નથી એટલા માટે કે જરૂરતમંદોને તત્કાલ જરૂરત હોય છે, તત્કાલ જરૂરતનું એક ઉદાહરણ યાદ આવ્યું.

એક વખતે અર્ધી રાતનો વખત હતો. પડોશના એક મકાનમાંથી દર્દની અવાજ આવી, સહન ન કરી શકયો, ઉઠીને બહાર આવ્યો, તે મકાનના દરવાજા પર પહોંચીને પુછયુંઃ માલુમ થયું કે કોઈને બાળકના જન્મની તકલીફ થાય છે, ઘરે આવી તાવીઝ લખી લઈ ગયો. તો જરૂરત વખતે જો કોઈ અર્ધી રાતે પણ અવાજ લગાવે તો જરા બરાબર પણ તકલીફ થતી નથી, પરંતુ તરીકાથી અને જો કોઈ કામ મોડેથી થઈ શકે અથવા પહેલાથી કહી શકતો હતો અને ન કહયું તો તેની રિઆયત કરવાની ઈચ્છા થતી નથી બાકી જરૂરત વખતે કયારેય સુસ્તી કરતો નથી. (૯૫)

## બિલ્કુલ પાછળ પાછળ ચાલવું ખોટુ છે

ફરમાવ્યુંઃ એક વ્યકિતને મેં બિલ્કુલ પાછળ પાછળ સીધા ચાલવાથી મના કર્યા શકય છે કે આગળ ચાલનારાના પગ નીચે કાંકરી વગેરે આવી જાય અને તેને કાઢવામાં અથવા કોઈ જરૂરતથી રોકાવવું પડે અને પાછળ પાછળ ચાલનારો ચિંતા મુકત બનીને ચાલે અને એવી રીતે અથડામણ થઈ જાય.

તેની ઉપર એક વ્યકિતએ બયાન કર્યુ કે એક ડેપ્યુટી આવ્યા હતા હું તેમની પાછળ પાછળ ચાલી રહયો હતો તેઓ કોઈ જરૂરતથી રોકાયા તો હું તેમની ઉપર પડયો તેઓ પણ નીચે પડી ગયા, તેમને વાગ્યું, ફરમાવ્યું, જી હાં એવું જ થાય છે. (૯૬)

## મિત્રોની ભૂલોને બરદાશ્ત ન કરો

ફરમાવ્યુંઃ દુશ્મન સાથે સબર અને બરદાશ્ત કરવું કમાલ છે પરંતુ

(૯૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૩૦. (૯૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૩,સફા નં.૩૩૧.

મિત્રો સાથે સબર અને બરદાશ્ત કરવું જ્યારે કે તેનાથી દીનનું નુકસાન હોય ખામી ભરેલું છે, તેનાથી તેમની અજ્ઞાનતા અને ભૂલમાં રહેવાથી તેમનાથી નફરત પણ પેદા થાય છે. સુરત જોતા જ ખ્યાલ આવશે કે ફરી સતાવવા આવ્યો, એટલા માટે જરૂરી છે કે મિત્રોથી કયારેય બરદાશ્ત ન કરો, તેમની ભૂલો પર સાવધ કરવામાં જ દોસ્તી અને સંબંધો બાકી રાખવાનું કારણ છે, અને આ મઆમલાતનું ઈલ્મ છે. અને તેને છુપાવ્યો તો ખયાનત છે અને ખાનગી વાતોને જો આખી ઝિંદગી પણ જાહેર ન કરી તો કોઈ વાંધો નથી. (૯૭)

## હઝરત થાનવીની પૂછતાછ પર એક ટુચકો

ફરમાવ્યું: લોકો મારી પૂછતાછ–પકડને જોઈને કહેતા હશે કે કોઈ કસાઈથી વાસ્તો પડયો છે અને હું તેમની બદ તમીઝી–અસભ્યતા, જોઈને કહું છું કે કયા બળદોથી વાસ્તો પડયો. બળદ અને કસાઈમાં મુકાબલો પણ છે, વાત એ છે કે તબીઅતોમાં આઝાદીની ઝેરી હવા ઘુસી ગઈ છે. ઈચ્છે છે કે બધુ થઈ જાય પરંતુ ન અમને કોઈ કહે અને ન કંઈ કરવું પડે. એ કેવી રીતે થઈ શકે? કોઈને અવલાદની ઈચ્છા છે પરંતુ ન નિકાહ ન કયાંક આવ–જા કરે અને ઈચ્છે કે અવલાદ થઈ જાય.

ایں خیال است و محال است جنوں (૯૮)

## માંગ કરીને ખાવાનું બનાવવાનો તરીકો

ફરમાવ્યું: હું આદરનો તો વધારે ખ્યાલ રાખતો નથી પરંતુ રાહતનો ખાસ ખ્યાલ રાખું છું, આપને સાંભળીને આશ્ચર્ય થશે, મેં આજ સુધી બંને ઘરોમાં તેની માંગ–ભલામણ કરી નથી કે ફલાંણી વસ્તુ બનાઓ, એ ખ્યાલ આવે છે કે કદાચ વ્યવસ્થામાં ગડબડ થાય, અલબત્ત તેમના પૂછવા પર

(૯૭) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૩૩. (૯૮) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૩૪.

બતાવી દઉં છું તે પણ તેમની ખુશી માટે કે એ ખ્યાલ ન કરે કે અમારાથી અલગ રહે છે, તે બતાવવામાં પણ એવી રીતે કે હું તેમનાથી પૂછું છું કે તમે આસાનીથી શું રાંધી શકો છો તેમાંથી બે–ચાર નામ લો, તે બે–ચાર નામ લે છે તો હું તેમાંથી એક ચીજ પસંદ કરું છું, અને હવે તો કોઈને તેની પરવા જ નથી કે બીજાને તકલીફ ન થાય. આદરનો તો એહતિમામ થાય છે પરંતુ રાહતની કોઈ વ્યવસ્થા હોતી નથી. (૯૯)

## દાવતમાં બે–ઉસૂલીને કારણે પરેશાની

ફરમાવ્યું: દાવત મુહબ્બત અને ઈખ્લાસને કારણે હોય છે, પરંતુ ઉસૂલ છોડી દેવા પર તેમાં કેટલી તકલીફ થાય છે.

## દાવતના ત્રણ દરજજા

ોખ અસગર અલી સાહેબ લખનવી (રહ.) કહયા કરતા હતા કે દાવતના ત્રણ પ્રકાર છે. ઉત્તમ, મધ્યમ અને ઠીક. ઉત્તમ તો એ છે કે રૂપિયા આપી દો જે ચીજ ઈચ્છે ખરીદી રાંધી ખાઈ લે. મધ્યમ એ છે કે કાચી વસ્તુ આપી દો તેમાં પણ એક પ્રકારની આઝાદી છે અને ઠીક એ છે કે રાંધીને ખવડાવી દો.

રાંધીને ખવડાવવાને જે ઠીક કહયું છે તે એક હકીકત છે, તેમાં આદત પ્રમાણે વખત બે–વખત, ઘી વધારે ઓછું, મિર્ચ વધુ–ઓછી, મીઠુ વધારે–ઓછું, પછી બોલાવ્યા ખૂબ જ આદર સાથે અને પાછા ફરતી વખતે રસ્તો બતાવી દીધો.

## દાવત ન કરવાની વસિય્યત

હઝરત હાજી સાહેબ (રહ.)એ ફરમાવ્યું કે એક બુઝુર્ગે મને વસિય્યત કરી હતી કે કોઈની દાવત ન કરવી, તેને પણ તકલીફ તમને પણ

(૯૯) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૩૬.

તકલીફ, વખત બે–વખત, તેમાં હાજી સાહેબ (રહ.)ની એ જ સલાહ હતી પરંતુ જો તકલીફ ન હોય તો તેમાં કોઈ વાંધો નથી. (૧૦૦)

## રસ્તામાં ચાલતા–ચાલતા ખાવામાં કોઈ ગુનોહ નથી

ફરમાવ્યું: હું દરવાજા પર ઉભા ઉભા અથવા રસ્તામાં ચાલતા ચાલતા ખાવામાં કોઈ ચીજનો પરહેજ કરતો નથી. જો કયારેક ઈસ્લામી હુકૂમત થઈ જાય તો વધારેમાં વધારે મારી ગવાહી કબૂલ ન કરશે, અદાલતમાં જવાથી બચી જઈશ, કોઈ ગુનોહ તો નથી. (૧૦૧)

## અંગ્રેજીમાં પત્ર મોકલવા પર ઈસ્લાહ

ફરમાવ્યું: આજે એક મની ઓર્ડર આવ્યો, જે આખો અંગ્રેજીમાં લખેલો હતો, એટલે સરનામા સાથે બધું અંગ્રેજીમાં લખેલું હતું. મેં એટલા માટે પરત મોકલ્યો કે 'હું કોનાથી વંચાવતો ફરું' અહીંયા એક નિયમ છે કે જે રકમ આવે છે તેનું સંપૂર્ણ સરનામુ લખવામાં આવે છે, તે વિચારે કે જો તે વ્યકિત દરમિયાનમાં મરી ગયો તો તે રકમ વારિસોનો માલ છે તે સરનામા પર પરત કરી શકાય, એટલે કુપન પર સંપૂર્ણ સરનામાની જરૂરત છે.

એવી રીતે એક સાહેબે લખ્યું હતું કે હું થાનાભવન ફલાંણી તારીખે હાજર થવા માંગુ છું ઈજાઝત ફરમાવો, અસલ વિષય તો ઉર્દુમાં હતો પરંતુ આવવાની તારીખ અંગ્રજીમાં હતી, મેં લખી દીધું કે અંગ્રેજી વાંચી શકતો નથી એટલે આવવા માટે કોઈ જવાબ આપ્યો નથી, પછી બીજી વખત પત્ર આવ્યો, માફી માંગી અને બધું ઉર્દુમાં લખ્યું.

(૧૦૦) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૩૭.(૧૦૧) અલ ઈફાઝાત, જિલ્દ:૩,સફા નં.૩૩૭.

એક વ્યકિતનો પત્ર અંગ્રેજીમાં આવ્યો, મેં અરબીમાં જવાબ લખ્યો અને અરબી પણ મુશ્કેલ લખી, એ ખ્યાલે કે કોઈ તાલિબે ઈલ્મ અરબીનો હોય તો વંચાવી લે, સીધા થઈ ગયા. પછી ઉર્દુમાં પત્ર આવ્યો, મેં ઉર્દુમાં જવાબ લખ્યો. એ બની શકતું કે ફરી પણ અંગ્રેજીમાં પત્ર આવતો તો હું કોની પાસે વંચાવતો, પરંતુ તેમનો દિમાગ કઈ રીતે ઠીક થતો. (૧૦૨)

## ખુશામદ અને ચાલાકી બંને ખોટું છે

ફરમાવ્યું: હું કહયા કરું છું કે બે વસ્તુઓ નફરતની છે, એક પોલિસી ફારસીની એટલે ખુશામદ અને એક પોલિસી અંગ્રેજીની એટલે ચાલાકી હું તો હંમેશા તેનાથી નફરત કરું છું. (૧૦૩)

## હદિયાની પાબંદીથી તકલીફ થાય છે

ફરમાવ્યું: અહીંયા અવનારા, રહેનારા અને જે મારાથી સંબંધ ધરાવે છે તે બધાથી હું ઈચ્છું કે તેઓ મારી આઝાદીમાં ખલેલ ન પહોંચાડે અને શરીઅતની હદોને ન ઓળંગે, અમલને આવશ્યક સમજે, હદિયાની પાબંદી ન કરે તેનાથી મને તકલીફ થાય છે. પછી ખુદાની જાતથી ઉમ્મીદ રાખું છું કે ઈન્શાઅલ્લાહ મહેરૂમી ન થશે. (૧૦૪)

## મુદર્રિસના આદરની એક સુરત

ફરમાવ્યું: આજે ન્યાય અને હિફઝની હદની બિલ્કુલ કમી છે, મને અલ્હમ્દુલિલ્લાહ તેનો ખૂબ જ ખ્યાલ રહે છે, ઉદાહરણ રૂપે એક વાત રજુ કરું છું જે એક સામાન્ય લાગે છે કે જ્યારે કોઈ તાલિબે ઈલ્મ દાખલ થવા આવે છે તો હું તેના આદરનો પૂરો ખ્યાલ રાખું છું અને કયારેક કયારેક તેને બોલાવું છું કે તેનામાં અભિમાન પેદા ન થાય અને તે એવું ન સમજે કે

---

(૧૦૨) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૧૧. (૧૦૩) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૧૨.
(૧૦૪) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૧૪.

અમારામાં પણ પ્રતિષ્ઠા છે, આ વાત તરબીયત માટે ખૂબ જ જરૂરી છે. દરેક વાતની રિઆયત કરવી પડે છે. (૧૦૫)

## હઝરત થાનવી (રહ.)નો પ્રિય પોશાક

ફરમાવ્યું: આજકાલ જાત જાતના પોશાક શોધાયા છે, પોતાની બે–ઈજ્જતી તો એ છે કે ન તો સ્વછંદી લોકોનો પોશાક ગમે છે અને ન તો જીવતા લોકોનો (એટલે જે પોતાને શાનદાર સમજે છે એટલે ઈલ્મના દાવેદારો) અલ્લાહના નેક બંદાઓનો (એટલે એહલે ઈલ્મનો) પોશાક પસંદ છે. (૧૦૬)

## ખાવાનું ખવડાવતી વખતે પાણી લઈને ઉભા રહેવું

ફરમાવ્યું: આજે રિવાજ છે કે લોકોને ખવડાવતી વખતે પાણી પીવડાવવા માથા પર ઉભા થઈ જાય છે, તેનાથી ખૂબ જ તકલીફ થાય છે. એક સજ્જન અહીંયા આવ્યા હતા મેં જોયું કે તેમના નોકરો સ્તંભો સાથે હાથ બાંધીને ઉભા રહેતા, જેમકે મૂર્તિ છે અને તે સજ્જનને કલ્પના પણ ન હતી કે મારે કારણે બીજા મુસલમાનને તકલીફ થાય છે. (૧૦૭)

## ખિદમતની શરતમાં બે–તકલ્લુફી પણ છે

ફરમાવ્યું: જ્યાં સુધી બે–તકલ્લુફી ન હોય કોઈની ખિદમત ન કરવી જોઈએ, એવી ખિદમતથી આકાને તકલીફ થાય છે, કારણ કે ખિદમતની શરતોમાં એક શરત બે–તકલ્લુફી પણ છે. લોકો ખિદમતમાં કોઈ શરત સજમતા નથી, હાલાંકે નમાઝ, રોઝા જે નિકટતા પ્રાપ્ત કરવા માટે છે તેમાં પણ શરતો છે, પરંતુ લોકો તેની શરતોથી પણ અજાણ છે, જો શરતો માલુમ ન હોય તો વ્યકિત તેની પૂછપરછ કરી લે. આ વસ્તુ ફિકરથી આવે છે અને

(૧૦૫) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૩૨. (૧૦૬) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૮૬.
(૧૦૭) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૮૬.

ફિકર નથી તો જે દિલમાં આવ્યું કરી લીધું. (૧૦૮)

## ઘણાં આયોજનો હુકુમત જ કરી શકે છે

ફરમાવ્યુંઃ ઘણાં કાર્યો હુકૂમત જ કરી શકે છે અને તે કામ તેને જ કરવાના છે, દા.ત. ગાયન–વાદન જો હુકૂમત ઈચ્છે તો બંધ કરાવી શકે છે એવી રીતે કુતરાઓના પાળવા પર મનાઈ લાવી શકે છે અને જો જરૂરત હોય તો પાબંદી સાથે કરી શકે છે દા.ત. બાંધીને રાખવા એટલા માટે કે અંધારામાં સતાવે છે. કોઈનો પગ પકડી લીધો.

એક જરૂરી વ્યવસ્થા એ કરવી જોઈએ કે જાનવરોના ગળામાં મોટી ઘંટડીઓ બાંધવી જોઈએ, એક વખત મગરિબની નમાઝ પઢીને મોડેથી ઘરે જઈ રહયો હતો, એક સાંઢ સામે આવી ગયું, અંધારું હતું અને હું નજર નીચે કરીને જઈ રહયો હતો બિલ્કુલ ટકરાય જઉં એવી પરિસ્થિતિ હતી પરંતુ ખુદાનું કરવું કે તે જાતે પાછળ હટી ગયું તો આ બધુ હુકૂમત જ કરી શકે છે. (૧૦૯)

## સવાલ કરનાર સાથે વ્યવહારનો એક પ્રસંગ

બે વ્યકિતઓએ આવીને હઝરતથી સવાલ કર્યો, ફરમાવ્યુંઃ કે જો તમે બે–ચાર પૈસા લઈને ખુશ થઈ જાવ તો પેશ કરી દઉં, તેની ઉપર તે ચુપ રહયા, ફરમાવ્યુંઃ જેવી રીતે મેં સ્પષ્ટ કહી દીધું એવી રીતે તમે પણ સ્પષ્ટ કહી દો કે મંજુર છે કે નહિ? અરજ કરી જેવી મરજી હોય, ફરમાવ્યું કે આ વાકય અર્થહિન છે, સ્પષ્ટ નથી. તેની ઉપર સવાલ કરનારાએ કહયું કે મંજુર છે. ફરમાવ્યું કે હવે વાત સ્પષ્ટ થઈ અને ચાર આના આપીને કહયું કે કોઈને પરેશાન ન કરશો. વાત સ્પષ્ટ કહયા કરો.

તે સવાલ કરનાર ખૂશી સાથે દુઆઓ આપતો જતો રહયો. હઝરતે

(૧૦૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૧૦૯. (૧૦૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૧૧૯

મજલિસને સંબોધીને ફરમાવ્યું, જો હું પહેલેથી જ એ–ચાર આના કહતો તો ચાર આના લઈને એટલી ખુશી ન થતી જેટલી હમણા હતી. હું તેમની નસ ઓળખું છું. હવે ખુશી ખુશી જતા રહયા. (૧૧૦)

## પગારદાર નોકરો સાથે વ્યવહાર

ફરમાવ્યુંઃ હું શું અરજ કરું? બીજાઓથી હું શું ખિદમત લઈ શકું છું, અને કોઈને શું કહી શકું? મેં તો પોતાના પગારદાર નોકરોથી પણ કહી રાખ્યું છે કે જે કામ ન કરી શકો તે સ્પષ્ટ કહી દો કે નહીં થાય. મને તેની ઉપર કોઈ અણગમો નહિ થાય. તેથી તે અમુક કામોમાં વિના સંકોચે ઈન્કાર કરી દે છે. જેથી મને કોઈ અણગમો થતો નથી, તો જે વ્યકિતનો પોતાના પગારદાર નોકરો સાથે આ વર્તાવ હોય તે બીજાઓથી તો શું ખિદમત લઈ શકે છે. એટલા માટે હું મારા લગભગ બધા કામો પોતાના હાથે કરું છું. મને તેનો ખૂબ જ ખ્યાલ રહે છે કે મારાથી કોઈને તકલીફ ન પહોંચે. (૧૧૧)

## મદ્રસાના મોહતમિમની સત્તાઓ અંકુશમાં લેવી

ફરમાવ્યુંઃ ફલાણાં મદ્રસાના મોહતમિમની સત્તાઓ અંકુશમાં લેવી ખૂબ જ નુકસાનનું કારણ છે તેનું પરિણામ આગળ ચાલીને માલુમ થશે.

મેં એક વ્યકિતને મદ્રસાની વ્યવસ્થા વિશે કહયું કે જો મને સંપૂર્ણ સત્તા મળે તો પહેલા એ કરતો કે મોહતમિમ દ્વારા હકીકત માલુમ કરતો અને પછી જે સમજમાં આવતું તે કરતો, અને જો શંકા થતી તો સમગ્ર ભારતમાં જાહેરાત આપીને ઉલમાથી મશ્વરો લેતો. તેથી બધા લોકોને મદ્રસાથી પ્રેમ થઈ જતો અને એ સમજતા કે આ લોકશાહી સહાબા જેવી છે કે રાય બધાની અને હુકૂમત એકની.

---

(૧૧૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૧૨૦. (૧૧૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૧૬૨.

હઝરત! યુકિતઓ તો ઘણી છે પરંતુ કોઈ કરવા પણ દે, અને હવે તો કંઈ એવા પરિવર્તનો થયા છે કે જુના લોકોમાં પણ આધુનિક વાતોનો ઝેરીલો અસર થાય છે. એટલે કોઈ ચળવળ અસર કરતી નથી. (૧૧૨)

## જાતે મશ્વરો ન આપવો જોઈએ

ફરમાવ્યુંઃ મશ્વરો આપવો જોઈએ એક મુસલમાનની મદદ છે પરંતુ જાતે મશ્વરો ન આપવો જોઈએ. અમુક ખેરખ્વાહીમાં જાતે મશ્વરો આપી દે છે તેનું પરિણામ મોટે ભાગે બુરૂ આવે છે. અલબત્ત કોઈ પૂછે તો મદદ કરવી જોઈએ અને મશ્વરો આપવો જોઈએ. પરંતુ સાથે એ પણ કહી દેવું જોઈએ કે જો તમારી સમજમાં પણ આ મશ્વરો આવે તો તેની ઉપર અમલ કરવો, અમારી સલાહ સમજીને અમલ ન કરવો નહિ તો તેનાથી અમને તકલીફ થશે. (૧૧૩)

## આગ પર તાપવું પણ ખતરાથી ખાલી નથી

ફરમાવ્યુંઃ મેં તો આજ સુધી આગ પર કયારેય તપાવ્યું નથી, જો શર્દી વધારે માલુમ થઈ તો કપડા વધુ પહેરી લીધા, આ તપાવવું પણ ખતરાથી ખાલી નથી અને સ્ત્રીઓ તો ગજબ કરે છે કે વાસણમાં આગ મુકીને ખાટલા નીચે મુકે છે. કયારેક એવું પણ બને છે કે કોઈ દોરી લટકેલી હોય તો તેના દ્વારા આગ ખાટલા સુધી પહોંચી જાય છે, અથવા વધારે તપી જવાથી જાતે આગ લાગી ગઈ, ખૂબ જ ખતરાની વાત છે, વ્યકિતએ પોતાના તરફથી સાવચેતી રાખવી જોઈએ, સાવચેતી છતાં જો કોઈ દુર્ઘટના બને તો મજબુરી છે, પછતાવો તો ન થશે અને જો સાવચેતી ન રાખી તો તેને કારણે કોઈ દુર્ઘટના બની તો પછતાવો થશે કે જો આમ કરતો તો આમ થતું. (૧૧૪)

---

(૧૧૨) અલ ઇફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૧૮૩.(૧૧૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૪,સફા નં.૨૨૫.

# માનવીએ પોતાની ખૈર મનાવવી જોઈએ

ફરમાવ્યું: નિરર્થક કાર્યોમાં તે લોકો વ્યસ્ત હોય છે જેમને આખિરતની ફિકર નથી અને જેને ફિકર છે તે તો રાત–દિવસ તે જ વિચારમાં લાગેલા છે, માનવીએ પોતાની ફિકર કરવી જોઈએ, પોતાની ખૈર મનાવવી જોઈએ, બીજા વિશે ન તેને મશ્વરાની જરૂરત, ન ફતવો મેળવવાની જરૂરત છે.

તેને એક ઉદાહરણ દ્વારા સમજીએ. એક વ્યકિત પર ફાંસીનો કેસ છે અને એક ને મારપીટનો, જો મારપીટવાળો ફાંસીવાળા પાસે જાય કે મને બચાવો અને તે તેની સાથે તેને બચાવવાની ફિકરમાં લાગી જાય તો લોકો તેને શું કહેશે? એ તો કહેશે:

તુજકો પરાઈ કયા પડી અપની નબીડ (ફૈસલો) તું. (૧૧૫)

# બધા જ્ઞાનમાં નિપુણતાની એક આસાન તદબીર

એક સાહેબે અરજ કર્યુ કે હઝરતે આજકાલના હાલાત જોઈને બધા જ્ઞાનમાં નિપુણતાને ફર્ઝે ઐન ફરમાવ્યું હતું. તેનાથી મને જરૂરી જ્ઞાનનો શોખ થઈ ગયો, શું આસાની સાથે કોઈ સુરત પેદા થઈ શકે છે કે વખત પણ વધારે ખર્ચ ન થાય અને નિપુણતા પણ પ્રાપ્ત થઈ જાય?

ફરમાવ્યું: આ કયું મુશ્કેલ કાર્ય છે? તેની સુરત એ છે કે જો કોઈ પ્રેમાળ ઉસ્તાદ તવજ્જોહ કરે તો પ્રથમ એક કિતાબ અદબની પઢાવી દે ભલે 'મુફીદુત્તાલિબીન' જ હોય પરંતુ એવી રીતે કે તેમાં વ્યાકરણના નિયમો પણ બતાવતો જાય અને એ નિયમો પંદર–વીસ હશે. તેનાથી વ્યાકરણ એટલું પાકુ થઈ જશે કે આની ઉપર ઝબર કેમ આવ્યો? ઝેર કેમ આવ્યો? ત્યાર પછી કુર્આન શરીફનો તરજુમો એવી રીતે હોય કે તેમાં પણ

(૧૧૪) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૨૫૨. (૧૧૫) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૨૬૮.

નિયમો બતાવવામાં આવે અને એક કિતાબ હદીષની પઢાવી દે દા.ત. 'મશારિકુલ અનવાર' કે જે વધુ મોટી નથી અને એક કિતાબ ફિકહની જેમકે 'કુદૂરી' ત્યાર પછી અથવા સાથે સાથે વ્યાકરણની પણ બે–ત્રણ કિતાબો પઢીવી દે. તેનાથી લગાવ થઈ જતા બીજી કિતાબો વાંચવી આસાન બની જશે. (૧૧૬)

## મની ઓર્ડરની પાવતી પર લખવું જરૂરી છે

ફરમાવ્યું: કાલે એક વ્યકિતએ પત્ર દ્વારા એ જાણ કરી કે હું એક મની ઓર્ડર મોકલીશ, અને તેમાં મની ઓર્ડરની રકમની વિગત પણ હતી કે કઈ જગ્યાએ કેટલા રૂપિયા વાપરવા, મેં લખી દીધું કે હું પત્રને સાચવી રાખતો નથી. જો તે મની ઓર્ડરની પાવતી પર આ વિગતો હશે તો હું મની ઓર્ડર વસુલ કરી લઈશ, નહિ તો પરત કરી દઈશ.

ફરમાવ્યું: હું પહેલા આવા મની ઓર્ડરની રાહ જોવામાં પત્રો સાચવી રાખતો હતો પરંતુ અનેક વખત એવું બન્યું કે પત્ર મુદત પહેલા આવી ગયો હોય અને મની ઓર્ડર આવ્યો જ નહિ. લખી તો દે છે કે મની ઓર્ડર મોકલીશ પરંતુ મોકલતા નથી, મને તો અમાનત રાખવાની તકલીફ ઉઠાવવી પડી, આ અનુભવોને કારણે આ નિયમ નકકી કર્યો છે. (૧૧૭)

## વાત બતાવીને પૂછી લેવી જોઈએ

ફરમાવ્યું: મારો નિયમ છે અને બીજાને પણ મશ્વરો આપું છું કે વાત કહીને સામેવાળાથી પુનરાવર્તન કરી લેવું જોઈએ, જેથી ગેર સમજની શકયતા ન રહે, અને અસલ વાત એ છે કે દરેક કામમાં ઢંગની જરૂરત છે. ઢંગથી તબીયત પર સારી અસર પડે છે. (૧૧૮)

---

(૧૧૬) અલ ઈફાઝાત, જિલ્દ:૪,સફા નં.૨૮૬.(૧૧૭) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૨૫.
(૧૧૮) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૨૭.

## નવા શબ્દો વાપરવા પર ઈસ્લાહ

ફરમાવ્યુંઃ એક રઈસની પત્નીનો પત્ર આવ્યો છે તેમાં સરનામા સાથે લેડી ફલાં લખ્યું હતું, મેં લખ્યું કે જો તમે લેડીને બદલે એહલે ખાના લખતી તો સારું હતું, પછી એક મહિના બાદ પત્ર આવ્યો તેમાં એહલે ખાના ફલાં લખ્યું હતું તો આ મોટા શરીફ ખાનદાનની સ્ત્રીના હાલાત છે તેમાં પણ આધુનિકતા આવી ગઈ. એવો જ આજે એક પત્ર આવ્યો તેમાં પોતાના નામ સાથે મિસ્ટર લખ્યું છે. શું આફત છે, શરીફોમાં પણ બલા ઘુસી ગઈ છે. નવા શબ્દોને આજે પસંદ કરવામાં આવે છે. શું ઉર્દુમાં પુરાવાના શબ્દો રહયા નથી. (૧૧૯)

## સવાલનો જવાબ આપવામાં હઝરતનો મામુલ

ફરમાવ્યુંઃ જ્યારે કોઈ મારાથી ઈલ્મી સવાલ કરે છે તો મારો મામુલ છે કે હું જવાબથી પહેલા બે વાતોની તપાસ કરી લઉં છું પછી જવાબ આપું છું. એક તો સવાલ કરનારને કેટલું ઈલ્મ છે, બીજુ એ કે ખરેખર તે ઈખ્લાસથી પૂછે છે.

જો કોઈ તાલીબે ઈલ્મ સવાલ કરે છે તો તેનાથી એ લખી દઉં છું કે પોતાના ઉસ્તાદોથી કેમ નથી પૂછતા? અમુક એટલા હોંશિયાર હોય છે લખે છે કે ઉસ્તાદથી પૂછયું હતું પરંતુ શિફા ન મળી, હું લખું છું કે તેમની તકરીરો લખો કે તેમને શું બયાન કર્યું? અને તમે જે મતલબ સમજ્યા હોય તે લખો પછી જે શંકા હશે તે લખીશ. પરંતુ પછી કોઈ કંઈ લખતું નથી. (૧૨૦)

## લોકોમાં ઉભા રહીને પાયજામો તપાસવો

ફરમાવ્યુંઃ ગામનો એક વ્યકિત આવ્યો અને મજલિસના છેડે ઉભા રહીને પાયજામાથી એક પાકિટ કાઢી તેમાથી અક પરચો કાઢયો, ત્યાર

---

(૧૧૯) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૩૦.(૧૨૦) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૫૦.

પછી હઝરત પાસે આવીને બેસી ગયા.

ફરમાવ્યું: આટલી વારથી ત્યાં કેમ ઉભા હતા? અરજ કર્યુ પાકિટ કાઢી પરચો કાઢી રહયો હતો, ફરમાવ્યું કે લોકો સામે પાયજામો તપાસવો અને પાકિટ કાઢવું બે--શરમી છે હવે એવું ન કરવું, તેની સુરત એ હતી કે અહીંયા આવ્યા પહેલા પાકિટ કાઢી લેતા. માનવીએ તમીઝ શીખવી જોઈએ, પ્રાણીઓમાં રહીને પ્રાણી ન બનવું જોઇએ. (૧૨૧)

## શિકાયત વિશે હઝરતનો મામુલ

ફરમાવ્યું: મારો મામુલ છે કે જ્યારે કોઈ કોઈની શિકાયત લખે છે તો તે લખાણને (જેની શિકાયત કરી છે) તેની પાસે મોકલી દઉં છું જો તે કહે કે જુઠ છે તો શિકાયત કરનારના કથનને સાચુ ગણતો નથી અને મામલો ખતમ કરી દઉં છું અને જો તે સાચુ કહે તો તેનાથી જવાબ માંગુ છું અને શરીઅતનો આ જ હુકમ છે અને જો કોઈ શિકાયત સાથે એ પણ લખે કે તેને લખી દો તો હું તેને પૂછું કે તમારું લખાણ તેમની પાસે મોકલી દઉં? આ રીતમાં ખૂબ જ આસાની છે. (૧૨૨)

## તાલીબે ઈલ્મને તાવીઝ લેવાનો ઉસૂલ

ફરમાવ્યું: એક છોકરો મજલિસમાં આવીને બેઠો. એક વ્યકિતએ હઝરતને જાણ કરી કે એ પઢવાથી જાન બચાવીને અહીંયા આવ્યો છે, તેનાથી પૂછયું તો તેને કહયું કે હું તાવીઝ લેવા આવ્યો છું, હઝરતે ફરમાવ્યું કે તેને લઈ જાઓ અને તેના ઉસ્તાદને કહો કે કોઈ છોકરાને ઈજાઝત વગર ન અવવા દો. જેને ઈજાઝત આપવી હોય એક ચીઠ્ઠી પર માત્ર પોતાનું નામ લખી દો અને તેનાથી કહો કે આ ચીઠ્ઠી લઈને જાય. જો એવું ન હશે તો તેની વાત સાચી માનવામાં આવશે નહિ. (૧૨૩)

---

(૧૨૧) અલ ઇફાઝાત, જિલ્દ:૫,સફા નં.૮૩.(૧૨૨) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૧૨૨.

(૧૨૩) અલ ઇફાઝાત, જિલ્દ:૫,સફા નં.૧૦૯.

## દીની કામ સમજવાનો એક ઉસૂલ

ફરમાવ્યુંઃ એ વાત યાદ રાખવા જેવી છે કે જે કામ માત્ર ધાર્મિક હશે તે તરફ શરૂઆતમાં દુનિયાદારોને દિલચસ્પી ન હશે, અને જે કામ તરફ શરૂઆતમાં દુનિયાદારો દિલચસ્પી લે તે માત્ર ધાર્મિક નથી, અને જેની તરફ શરૂઆતમાં દીનદારો અને પરેહઝગારો દિલચસ્પી લે તે માત્ર ધાર્મિક અને દીન હશે. (૧૨૪)

## મુસાફહના કઢંગી તરીકા પર તાકીદ

એક વ્યકિતએ હઝરતથી એવી રીતે મુસાફહ કર્યો કે હાથમાં હાથ ન આવ્યો માત્ર આંગળીઓનો સ્પર્શ થયો, તેની ઉપર ફરમાવ્યું કે આ કયો તરીકો છે? શું થઈ ગયું તમને કે જે વાત જોઉં છું નવી અને નિરાલી છે, કયાં સુધી તેમની ઈસ્લાહ કરવામાં આવે વધ–ઘટનો એવો રોગ છે કે દરેક વ્યકિત તેમાં સંડોવાયેલો છે. અવામ તો અવામ ખાસ લોકો પણ આ રોગમાં જોવા મળે છે અને મધ્યમમાર્ગ તો બિલ્કુલ ઓછો થઈ ગયો છે, જો અદબ કરશે તો ઈબાદતના દરજજા સુધી પહોંચી જશે અને બે–તકલ્લુફ કરશે તો અર્થહીન વાતો પર ઉતરી આવશે, માનવતાનું નિશાન બાકી દેખાતું નથી. (૧૨૫)

## નિંદાને કારણે કામ ન છોડવું જોઈએ

ફરમાવ્યું: નિંદાને કારણે કોઈ નેક કામ છોડી દેવું તેની દલીલ છે કે તેના કામો મખ્લુકની ખુશી માટે હતા. બાકી સાચા લોકો હંમેશા કોઈની નિંદાની પરવા કર્યા વગર પોતાનું કાર્ય કર્યા કરે છે. તેમની શાનમાં અલ્લાહ તઆલા ફરમાવે છેઃ

---

(૧૨૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૧૮૦.(૧૨૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૨૩૬.

(૧૨૬) {لَا يَخَافُوْنَ لَوْمَةَ لَائِمٍ}

## અંગ્રેજી ભણાવવાની ઈચ્છા ધરાવનારની દીનીયાત પઢવાની તદબીર

એક છોકરો પોતાના ઘરેથી નાસીને આવ્યો હતો, તેના કુટુંબીજનો તેને લેવા માટે આવ્યા, તેની ઉપર હઝરતે તે છોકરાથી ફરમાવ્યું કે નાસીને આવ્યો છે અને કહેતો પણ નથી કે નાસવાનું શું કારણ છે?

તેને કહયું કે મારા માતા–પિતા મને અંગ્રેજી ભણાવવા ઈચ્છે છે અને મને દીનીયાત પઢવાનો શોખ છે, ફરમાવ્યું કે હવે નાસવાની જરૂરત નથી નાસ્યા વગર કામ થઈ જશે, રીત હું બતાવીશ, કે સખત યાદ ન કરો અને એ ખ્યાલથી યાદ કરો કે શિક્ષક મારશે તો એ તદબીર કરો કે પરીક્ષામાં ખોટુ–ખરૂ લખો જ્યારે નાપાસ થતા રહેશો તો સમજશે કે ના લાયક છે તેને અરબી પઢાવો. આજકાલ અરબી માટે ના લાયકોને પસંદ કરવામાં આવે છે. આ તદબીર સહેલી છે, નાસવાની જરૂરત નથી. (૧૨૭)

## મામલામાં સફાઈની એક સુરત

ફરમાવ્યુંઃ મામલાની સફાઈ ખૂબ જ બરકત અને રાહતની વસ્તુ છે, હું તો અલ્લાહ પ્રાપ્તિનો અર્ધો માર્ગ મામલાની સફાઈને સમજુ છું, ભાઈ અકબર અલી મરહુમ જ્યારે મોલવી શબ્બીર અલીને ત્યાં પઢતા હતા તેમના ખર્ચની રકમ મોકલતો હતો, હું પૈસા પૈસાનો હિસાબ લખીને મોકલતો હતો તો એક વખતે ભાઈ મરહુમને અણગમો થયો અને લખ્યું કે તેમાં અપરિચિતતા લાગે છે એવું કેમ કરો છો?

મેં લખ્યું કે ભાઈ તમે સમજ્યા નહિ. દા.ત. તમે એક વખતે ચાર

(૧૨૬) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૨૪૯.(૧૨૭) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૨૭૧.

મહિનાનો ખર્ચ અંદાજ પ્રમાણે પચાસ રૂપિયા મોકલ્યા અને તે અહિયા બે મહિનામાં ખર્ચ થઈ ગયા એટલા માટે કે કિતાબ, કપડા, દવા વગેરેમાં ખર્ચ થઈ ગયા, પછી અમે અહીંથી જાણ કરી તો તમને વસવસાના દરજ્જામાં શંકા થઈ શકે છે કે ચાર મહિનાનો ખર્ચ બે જ મહિનામાં કેવી રીતે થઈ ગયો? તો એવી સુરત કેમ અપનાવું જે શંકા પેદા કરે, ભલે તમે તે વસવસા પર અમલ ન કરો પરંતુ શંકા તો થઈ શકે છે.

તેની ઉપર સમજ્યા અને લખ્યું કે તમે સહીહ સમજ્યા હું ગલતી પર હતો. સમજ પણ મોટી વસ્તુ છે, એક જ વખતમાં સમજી ગયા. (૧૨૮)

## એકતા હકવાળાઓ માટે જરૂરી છે

ફરમાવ્યું: હદીષમાં છે:

"اِيَّاكُمْ وَفَسَادَ ذَاتِ الْبَيْنِ"

પરસ્પર ઝઘડો ન કરો, તેની ઉપર પરસ્પરની કુસંપ અને ફસાદની ખરાબી પર આગાહ કર્યા છે, પરંતુ તેમાં પણ મોટી ભૂલ થઈ રહી છે કે હકવાળાઓને કહેવામાં આવે છે કે નાહકવાળાઓથી દોસ્તી રાખો. ફસાદનો શબ્દ બતાવી રહયો છે કે નાહકવાળાઓને હુકમ છે કે હકવાળાઓથી ફસાદ ન કરો એટલે કે ફસાદ તો નાહકમાં છે ન કે હકમાં. આ દલીલ કરનારાઓને હદની પણ ખબર નથી. બેસ જોઈ લીધું કે કુર્આન માં હુકમ છે "وَلَا تَفَرَّقُوْا" કે કુસંપ ન રાખો પરંતુ તેના પહેલુ વાકય ન પઢયું હક તઆલા ફરમાવે છે:

{وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا}

સંપથી રહો અને કુસંપ ન કરો, આ તર્ક એવું છે કે:

(૧૨૮) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૧૨૫.

{لَا تَقْرَبُوا الصَّلٰوةَ}

થી આગળ ન જોયુ કે وَاَنْتُمْ سُكٰرٰى પણ છે તો આગળ–પાછળ ન જોયું. (૧૨૯)

## કવરમાં કાગળ મુકવાનો તરીકો

ફરમાવ્યુંઃ હું તો અહીં સુધી ખ્યાલ રાખું છું કે કવરમાં જે કાગળ મુકુ છું તેમાં પણ તેનો ખ્યાલ રાખું છું કે કયાંક ઉંચુ–નીચું ન રહે. યોગ્ય રીતે કાગળને વારીને મુકું છું, એવું ઈચ્છું છું કે કોઈને તકલીફ ન થાય. (૧૩૦)

## આજકાલના ભેજાબાજની હાલત

ફરમાવ્યુંઃ માનવી સાચો હોય તેનામાં છળ–કપટ ન હોય તે માનવી મને પ્રિય છે, અને સંબંધી છતાં છળ–કપટ વાળો હોય તેનાથી મને નફરત છે, પરંતુ આજકાલ આ ખૂબીમાં દાખલ છે, કહેવાય છે કે આ ઘણો હોંશિયાર છે, સમજદાર છે. પરંતુ છળ–કપટ અને ચાલાકીને તેનાથી શો સંબંધ? (૧૩૧)

## ગલતીનો ખુલાસો કરવો મુહબ્બત ન હોવાની નિશાની છે

ફરમાવ્યુંઃ જો મુરીદને શેખથી મુહબ્બત હોય તો તે તેમની સામે કયારેય સ્પષ્ટીકરણ અથવા ચાલાકી કરતો નથી. મુહબ્બત એવી ચીજ છે જે આવી બધી વાતોને દૂર કરે છે, સ્પષ્ટીકરણ કરવું મુહબ્બતનું વિરોધી છે પરંતુ લોકો આવી વાતોને માલુમ કરતા નથી. (૧૩૨)

---

(૧૨૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૩૪૬. (૧૩૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૧૮.
(૧૩૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૨૬. (૧૩૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૨૮.

## મને ધતીંગ કરતા આવતું નથી

ફરમાવ્યુંઃ અલ્લાહનો ફઝલ છે કે મને કયારેય ધતીંગ કરતા આવડયું નથી. જો ધતીંગ કરતા આવડતું અને કરતો તો જાહેર છે કે આજે દુનિયાદારોની નજરમાં મારી અલગથી છાપ પડતી હવે કશું નથી. મારા બુઝુર્ગોનો આજ તરીકો છે અને આજ પ્રિય છે. (૧૩૩)

## ઉલમાનું માલ–મિલકતમાં પડવું યોગ્ય નથી

ફરમાવ્યુંઃ ન હું કોઈની અમાનત રાખું છું અને ન કોઈના ફેસલામાં પડું છું, બંનેથી દુર રહું છું. પોતાના મામુલ જાહેર કરવા માટે આવી સફાઈની જરૂરત છે, અને આ મોટે ભાગે લોકોમાં જોવા મળતું નથી. (૧૩૪)

## રૂપિયાની કદર અને તેનું નિયમન

ફરમાવ્યુંઃ રૂપિયાની એક તસવીર હોય છે એટલે તે કોઈ આદરની ચીજ નથી, પરંતુ તેમાં બીજી સુરત પણ છે એ કે ખુદાની નેઅમત છે એટલે જે હાથમાં રૂપિયા હોય છે હું તે હાથમાં પગરખા લેતો નથી, કારણ કે ખુદાની નેઅમતની કદર કરવી જોઈએ.

તે ગૌરવપાત્ર એટલા માટે પણ છે કે આજના જમાનામાં ખાસ તેની જરૂરત પડે છે કે થોડા રોકડા રૂપિયા પોતાની પાસે રાખવા કે જરૂરત વખતે કામ આવે અને દીનમાં ખલેલ ન પહોંચે, તો રૂપિયાની હિફાઝત દીનનો ઝરીયો બન્યો તેની કદર કરવી જોઈએ, પરંતુ તેનો મતલબ એ નથી કે તેની એટલી કદર કરો કે દીનની ના–કદરી થવા લાગે, જો બંનેને સાથે ન રાખી શકો તો દીનને મહત્વતા આપો. (૧૩૫)

---

(૧૩૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૪૨.(૧૩૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૫૨.
(૧૩૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૫૩.

# ઉસ્તાદ–શિક્ષક માટે બે કામની વાતો

ફરમાવ્યુંઃ આજકાલ બાળકોની તાલીમમાં ખૂબ જ ગડબડ થઈ રહી છે, અયોગ્ય (બિન અનુભવી) ઉસ્તાદ તાલીમ માટે નિયુકત થાય છે તેથી ન તો તાલીમ બાળકોની થાય છે ન તરબીયત. એક મોટી ભૂલ એ થાય છે કે બાળકોને નજીક લાવીને તાલીમ આપતા નથી, મારો મતલબ એ નથી કે ગુસ્તાખીના દરજજા સુધી નજીક લાવવામાં આવે, પરંતુ એ પણ નથી કે ધાક જમાવી રાખવી. ગભરાયેલું બાળક પઢી શકતું નથી, એટલે જરૂરી છે કે બાળકને પરિચિત (નજીક) કરવામાં આવે, પરિચિત બન્યા પછી બાળક આસાનીથી પઢી શકે છે, પરંતુ આ ઉસ્તાદ લોકો મોટે ભાગે પથ્થરદિલ અને ઓછી અકલના હોય છે. તાલીમ માટે બુધ્ધિ અને નરમી જરૂરી છે, સાથે ઉસ્તાદ માટે તકવો જરૂરી છે, તેમાં તકવાનો મોટો દખલ છે તેનાથી તાલીમમાં બરકત થાય છે. (૧૩૬)

# મકતબ (મદરસા)થી બાળકોના ડરનું કારણ

ફરમાવ્યુંઃ બાળકોને જેટલો ભય મકતબ–મદરસામાં જવાનો છે એટલો ભય મોતનો પણ નથી, એટલે જરૂરત છે કે તેમને પરિચિત (નજીક) કરીને તાલીમ આપવામાં આવે જેથી તેનો ભય દુર થાય. પરંતુ આજકાલના ઉસ્તાદો પરિચિત (નજીક) કરવાને બદલે એટલા મારે છે કે તેમનો ભય વધી જાય છે, આ રીત ઘણી ખરાબ છે.

મામુન રશીદનો બનાવ છે તેમાં કોઈનો છોકરો મકતબમાં પઢતો હતો એક તેમનો ગુલામ હતો તે પણ પઢતો હતો અને મદરસામાં જરૂરી ખિદમત પણ કરતો હતો, તે ગુલામનું મૃત્યું થઈ ગયું, તેની ઉપર બાદશાહને ખ્યાલ આવ્યો કે બાળકને ગમ થયો હશે કહયું કે બેટા તમારો

---

(૧૩૬) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૪૫૮.

ખાદિમ મરી ગયો છે અમને ઘણું દુઃખ છે, કહયું કે અબ્બા સારું થયું મકતબથી છુટયો, આ ભયની કોઈ હદ છે. (૧૩૭)

## અવાજ આપ્યા વગર ઘરમાં દાખલ ન થવું

ફરમાવ્યુંઃ પોતાના ઘરમાં ભલે મા હોય પરંતુ અવાજ આપ્યા વગર દાખલ ન થવું જોઈએ. અવાજ આપ્યા વગર દાખલ થવું અસભ્યતા છે, અમુક વખતે મોહલ્લાની અથવા સગા–સંબંધીઓની સ્ત્રીઓ ઘરમાં આવી જાય છે, અવાજ વગર દાખલ થવાથી બે–પર્દગી થાય છે.

એક સહાબી (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા ઘરમાં માત્ર મારી મા જ હોય છે, ફરમાવ્યુંઃ કે શું તમે માને નગ્ન હાલતમાં જોવાનું પસંદ કરો છો? અરજ કરી ના, ફરમાવ્યું તો અવાજ આપીને જાઓ શકય છે કે તે ગુસલ કરી રહી હોય, કેવી પવિત્ર અને બુધ્ધિગમ્ય તાલીમ છે. આકાશી ધર્મો સિવાયના લોકો આનાથી દૂર છે. (૧૩૮)

## અદબ ન હોવાને કારણે બે–બરકતી

ફરમાવ્યુંઃ ખૈરો બરકત કયાંથી હોય? દુનિયામાં અદબ–સભ્યતા જ ન રહી તેને કારણે પણ ઘણી પરેશાનીઓ છે, અને બે–બરકતી આમ થઈ ગઈ છે અને અદબ–સભ્યતાથી મુરાદ પરિચિતનો અદબ નથી બલકે હકીકી અદબ મુરાદ છે તે એ છે કે દરેક વસ્તુ પોતાની હદમાં રહે. તેમાં એક એ પણ છે કે એકથી બીજાને તકલીફ ન થાય. અને અદબ માત્ર નાનાને ઝિમ્મે મોટાઓનો નથી બલ્કે મોટાઓના ઝિમ્મે નાનાઓનો પણ છે અને તે અદા કરવાનો છે, હકો અદા કરવાથી રાહત પહોંચાડવી છે.

માટે દરેક વ્યકિતએ તેનો ખ્યાલ રાખવાની જરૂરત છે, પરંતુ

---

(૧૩૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૬૧. (૧૩૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૫,સફા નં.૪૭૯.

અફસોસ છે કે આ મામલામાં અવામ તો અવામ ખાસ લોકો પણ તેમાં કોતાહી કરે છે, માત્ર અમુક વસ્તુઓ ને બુઝુર્ગી સમજી લીધી છે અને સમાજના દીનને દીનના ડાયરામાંથી કાઢી નાખ્યું છે. અલ્લાહ તઆલા સાચી સમજ અતા ફરમાવે. (૧૩૯)

## દાવત આપનારના પ્રતિનિધિ વગર સફર ન કરવો

ફરમાવ્યું: જો કોઈ બહાર બોલાવે છે તો દાવત આપનારના પ્રતિનિધિ વગર હું સફર કરતો નથી, કારણ કે એવા સમયે કોઈ મારાથી પૂછે કે કયાં જાવ છો? તો મને જવાબ આપવામાં શરમ આવે છે કે ફલાણી જગ્યાએ જઈ રહયો છું અને આ જવાબથી લોકો એવું સમજે કે આ મુલ્લા લોકોથી ભીખ માંગ્યા કરે છે અને પ્રતિનિધિ હોવાને કારણે જો કોઈ સવાલ કરે છે તો કહી દઉં છું કે અનાથી પૂછી લો, તેઓ કહે છે કે ફલાણી જગ્યાએ બોલાવવામાં આવ્યા છે. (૧૪૦)

## સલામતી તેમાં છે કે ખાલી ન રહો

ફરમાવ્યું: સલામતી તેમાં છે કે કામથી નવરા ન રહો ભલે દુનિયાના જ કોઈ જાઈઝ કામમાં લાગેલા રહો, દરેક હાલતમાં કાર્ય નવરાશથી ઉત્તમ છે, અનુભવ છે કે જ્યારે માનવી બિલ્કુલ નવરો રહે છે તો તેની ઉપર શૈતાન હાવી બની જાય છે, કાર્યમાં સૌથી ઉત્તમ કાર્ય અલ્લાહવાળાઓની સોહબત છે, નહિ તો ઉંઘ અને ગફલત સવાર થઈ જશે તો તેનાથી મજબુત અંગો પણ બેકાર થઈ જશે. માટે બેકારીથી કાર્ય ઉત્તમ છે. (૧૪૧)

---

(૧૩૯) અલ ઈફાઝાત, જિલ્દ:૫,સફા નં.૪૮૦.(૧૪૦) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૭
(૧૪૧) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૨૦.

## રિઆયત કરનારની રિઆયત કરવામાં આવે છે

ફરમાવ્યું: રિઆયત તેની થાય છે જે અમારી રિઆયત પણ કરે. પરંતુ તેની ફિકર જ નથી અને બેફિકરી એવી ચીજ છે કે બીજાને જે તકલીફ થાય છે તે આ બે ફિકરીને લીધે પહોંચે છે. જો ફિકર હોય, એહતિમામ હોય, ખ્યાલ હોય તો કોઈને તકલીફ ન થાય. પરંતુ લોકોની બેફિકરીની ઈસ્લાહ કયાં સુધી કરવામાં આવે? આદત પડી ગઈ છે છોડવી મુશ્કેલ છે. આ બિન અનુભૂતિ નો શો ઈલાજ કે ન પોતાની તકલીફની અનુભૂતિ છે અને ન બીજાની તકલીફની અનુભૂતિ છે. (૧૪૨)

## વ્યવસ્થામાં રૂઆબનો ખાસ દખલ છે

ફરમાવ્યું: આ આંદોલનકારીઓ ખૂબ જ ખુશ થાય છે કે અમારી યુકિતથી લોકોના દિલોથી હુકુમતનો ભય નાબુદ થઈ ગયો, પરંતુ એ વાત ખુશ થવા જેવી નથી બલ્કે ખતરાની છે. કંઈ ખબર પણ છે કે તેની બુનિયાદ ભય છે અને શાંતિ તેના દ્વારા ચાહવામાં આવે છે. એક વ્યકિતએ કહયું કે હુકૂમતનો રૂઆબ રહયો નથી, મેં કહયું કે સારા લોકો માટે બેશક તે જરૂરી છે, પરંતુ બદકારો માટે તે ખતરારૂપ છે તેમના માટે તો રૂઆબ જ જરૂરી છે, વ્યવસ્થામાં રૂઆબનો ખાસ દખલ છે. (૧૪૩)

## પરસ્પર સંબંધીઓ સાથેનો વર્તાવ

ફરમાવ્યું: હું જે જમાનામાં કાનપુર હતો, મારા એક મામાનો છોકરો હતો, જે ફતેહપુર હસ્વામાં પઢાવતા હતા. ફારસીના ઉસ્તાદ હતા, કાનપુરમાં મુલાકાતે આવતા હતા, તેની કાબેલિયત જોઈને મદ્રસા વાળાઓએ ચાહયું કે તેમને મદ્રસામાં રાખી લઈએ, મેં કહયું કે ભાઈ હું

---

(૧૪૨) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૨૨.(૧૪૩) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૫૫.

પસંદ કરતો નથી કારણ કે બીજા સાથે જો રિઆયત કરું તો કોઈને કંઈ શિકાયત નથી અને તેને એહસાન સમજે છે અને જો પકડ કરું તો તેને કોઈ તકલીફ નથી પરંતુ પરસ્પરના સંબંધી સાથે દરેક પ્રકારનો મામલો ખરાબીનું કારણ બને છે. (૧૪૪)

## પાતળી પેન અને શાહી આછીથી પત્ર લખવો

ફરમાવ્યુંઃ એક પત્ર આવ્યો એવી પાતળી પેનથી લખેલો હતો કે વાંચવું પણ મુશ્કેલ હતુ અને ઉપરથી આછી શાહી વાપરેલી હતી, આ અસભ્યતા છે તેનો આમ ખ્યાલ પણ રહયો નથી કે મારા આ કાર્યથી બીજાને તકલીફ થશે. (૧૪૫)

## સત્ય માનવીના અંદરની મોટી દોલત છે

ફરમાવ્યુંઃ સત્ય માનવીના અંદરની મોટી દોલત છે જો અલ્લાહ તઆલા આ દોલતથી કોઈને નવાજે, સાચા માનવી પર દરેક વ્યકિત વિશ્વાસ કરે છે, માલદારને કર્ઝ ન મળે જો તે જુઠો હોય, અને ગરીબને કર્ઝ મળે છે જો તે સાચો હોય, આ તે ગુણનો અસર છે. મુસલમાનોમાં તેની ઉણપ છે. (૧૪૬)

## બીજાને રાહત પહોંચાડવાનો એક બનાવ

ફરમાવ્યુંઃ આજે ફલાણાં ખાન સાહેબના મુરીદની કિતાબ પાછી કરી, ત્રણ આના ટિકિટના પોતાના ગયા, એક સાહેબે અરજ કરી કે હઝરત એમ જ કેમ રવાના ન કરી દીધી?

ફરમાવ્યુંઃ મને પણ તેનો ખ્યાલ આવ્યો હતો પંરતુ બે કારણે તેની ઉપર અમલ ન કર્યો. એક તો એ કે જો વસુલ ન કરી તો મને જ આપવા

(૧૪૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૭૮. (૧૪૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૧૦.
(૧૪૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૧૧.

પડશે બીજુ એ કે તે તો દિલથી તેની ઉપર રાજી ન હતા, અને હું તેમની ઉપર બોજ નાંખી રહયો છું. એટલે ટિકિટ લગાવવી ઉચિત સમજ્યું, તે લોકો એવું કરતા નથી, પરંતુ મને તો અલ્લાહનો ડર છે. (૧૪૭)

## ક્યારેય કોઈ પરેશાનીમાં ન પડો

ફરમાવ્યુંઃ માનવીની ખાસિયત એ છે કે બીજાની નિંદાની કોશિશ કરે છે, પોતાની ભૂલો પર વિચાર કરતો નથી, એટલે મોટે ભાગે રાયમાં ગલતી થાય છે અને બીજાની રાય કબૂલ કરતો નથી. મેં ફલાણાં મદ્રસાવાળાઓને મશ્વરો આપ્યો હતો કે એક સાથે બધા મદ્રસો છોડી દો, જો તે વખતે મદ્રસાવાળા તે મશ્વરા પર અમલ કરતા તો બધો ફિતનો દબી જતો અને પછી તે વિરોધીઓ મદ્રસા વાળાની ખુશામદ કરતા કે તમે જ બધુ છો, પરંતુ મદ્રસાવાળાઓને મદ્રસો ન છોડવાને કારણે બીજા લોકો પણ અડી ગયા અને હું તેથી જ મિત્રોને મશ્વરો આપું છું કે ક્યારેય પરેશાનીમાં ન પડો, જ્યાં પરેશાની જુઓ તે કામને છોડીને ત્યાંથી અલગ થઈ જાઓ. અસલ મકસદ તો દીનની ખિમદત છે અહીંયા નહિ તો બીજે, આ કામ નહિ તો બીજુ દીનનું કામ. (૧૪૮)

## દરેક ચીજની હદ જરૂરી છે

ફરમાવ્યુંઃ તજરૂબો એ છે કે રૂપિયા કંજુસી વગર ભેગા થતા નથી એટલા માટે કે કંજુસી દરેક વ્યકિતમાં હોવી જરૂરી છે, પરંતુ એ કંજુસી શાબ્દિક હશે ન કે શરઈ. દા.ત. જો રાત્રે કોઈ સફર કરે તો એટલો ભય હોવો જરૂરી છે કે તે પોતાના માલની હિફાઝત કરી શકે, એ સ્પષ્ટ છે કે સખાવત પ્રિય છે પરંતુ ગુનાહમાં ખર્ચ કરવો અને શાબ્દિક અર્થમાં તેને

(૧૪૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૪૩.(૧૪૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૪૮.

પણ સખાવત કહે છે પરંતુ શરીઅત માં તે અપ્રિય છે. જેમકે રોઝો ઈદના દિવસે પ્રિય નથી. સુતી વખતે જ્યારે કે ઉંઘ આવી હોય અને શબ્દો ખોટા નિકળવા લાગે તો અલ્લાહનું ઝિક્ર તે વખતે મના છે પરંતુ ઈમાન એક એવી વસ્તુ છે જે દરેક વખતે અને દરેક ઘડીએ પ્રિય છે, મારુ એક વઅઝ છે 'હુરુમાતુલ હુદૂદ' તેમાં એ વાત સાબિત કરવામાં આવી છે કે ડરમાં, શોખમાં, કંજુસીમાં, સખાવતમાં, દોસ્તીમાં, દુશ્મનીમાં દરેક ચીજમાં હદોની જરૂરત છે. (૧૫૦)

## બુઝુર્ગોને બદનામીથી બચાવવામાં આવે

ફરમાવ્યુંઃ મેં ઝઘડામાં કયારેય પોતાના બુઝુર્ગોનું નામ નથી લીધું. પોતાની તસલ્લી માટે તો પૂછી લીધું પરંતુ કામ પોતાની કુવ્વત પર કર્યુ અને પોતાની તરફ નિસ્બત કરી. હંમેશા એ ખ્યાલ રહયો કે પોતાના બુઝુર્ગો પર કેમ બુરાઈ આવે, જે કંઈ આવે તે પોતાની ઉપર જ આવે, પરંતુ આજ કાલ પોતાના બુઝુર્ગોને જ નિશાન બનાવવામાં આવે છે, જે સ્પષ્ટ દલીલ છે મુહબ્બતની ઉણપની. (૧૫૧)

## મને બે અલગ અલગ અસરો એક સમાન લાગતી નથી

ફરમાવ્યુંઃ અલ્હમ્દુલિલ્લાહ! મને દરેક ચીજ તેની હકીકત સાથે જોવાય છે અને અલ્હમ્દુલિલ્લાહ દરેકનો અલગ અલગ અસર હોય છે. બે અલગ અલગ અસર ભેગા થતા નથી, અર્થાત એક ચીજનો અસર બીજામાં જાહેર થતો નથી. દા.ત. તેમને મને હમણાં તકલીફ પહોંચાડી તેને કારણે ગુસ્સો પણ છે, વાણી બદલાયેલી છે પરંતુ એ બધું વ્યાકુળતાથી નહિ કે અંકુશ ખતમ થઈ ગયો. તેથી જો ત્યાર બાદ કોઈ વ્યકિત વાત કરે અને તે

(૧૫૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૫૪.(૧૫૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૧૬૧.

ઢંગથી વાત કરે તો તે અસર અહીંયા નહિ થાય. પોત પોતાના સમયે વાત હશે. ગુસ્સાની જગ્યાએ ગુસ્સો, નરમીની જગ્યાએ નરમી, દરેક ચીજમાં અલ્હમ્દુલિલ્લાહ પોતાના બુઝુર્ગોની બરકત થી મધ્યમમાર્ગ રહે છે, એવું નહિ કે આજકાલ મિયાંજીના એક છોકરાની ભૂલ પર ગુસ્સો આવ્યો અને બધા પર તુટી પડયા. એક જ લાકડીથી હાંકવા લાગ્યા. (૧૫૨)

## હું પોતાના મામલામાં કોઈને વાસ્તો નથી બનાવતો

ફરમાવ્યું: મારો એક મામુલ છે કે દરેક વ્યકિતથી મામલો જાતે કરું છું કોઈને વાસ્તો બનાવતો નથી એટલા માટે કે હું ઈચ્છું છું કે વાસ્તા વિશે લોકો એવું ન સમજે કે તેને પણ કોઈ દખલ છે. જો લોકોને કોઈનો દખલ માલુમ થઈ જાય તો પછી રુશ્વત શરૂ થઈ જાય, મેં પોતાના બુઝુર્ગોને ત્યાં ખાદિમોને લોકોથી માંગતા જોયા છે હું એવી વાતો પર પકડ કરું છું અને એવા પ્રકારના સંબંધોને પસંદ કરતો નથી. (૧૫૩)

## ખાદિમમાં કોઈને ખુસુસિયત ન હોય

ફરમાવ્યું: હું એ ઈચ્છું છું કે કોઈ હોદ્દો કોઈ માટે ખાસ ન હોય, બલ્કે અહીંયા હંમેશા રહેનારાઓ પણ એવું સમજે કે જેમ બીજા છે એમ હું પણ છું, કોઈને કોઈ ખુસુસિયત નથી જો એવું ન હોય તો નાની નાની વાતો આગળ જઈને ગડબડ પેદા કરે છે, શૈખની સાથે તેમની પણ દુકાન ચાલવા લાગે, મેં અમુક જગ્યાએ જોયું કે લોકો શૈખને ત્યાં પોતાનું મકામ બનાવી લે છે પછી જેનાથી ઈચ્છે શેખ ને નારાજ કરી દે અને જેનાથી ઈચ્છે રાજી કરી દે છે. હું તો કહયા કરું છું આ મુકર્રબીન (નજીક રહેનારા) મકરબૈન (તકલીફ આપનારા) બની જાય છે. હંમેશા બીજાને તકલીફમાં રાખે છે. મારે ત્યાં અલ્હમ્દુલિલ્લાહ આ વાતો નથી ખુદાનો શુક્ર

(૧૫૨) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૬૩.(૧૫૩) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૭૬.

છે. (૧૫૪)

## એક વાત સાથે બીજી વાત ન મેળવો

ફરમાવ્યુંઃ તમે પહેલી વાત પૂરી કરો બીજી તેની સાથે ન મેળવો, આ અસભ્યતા છે કે એક વાતને બીજી વાત સાથે મેળવવા માંગો છો. ઢંગથી વાત થાય છે. ઢંગ વગર કોઈ વાતનો નતીજો નિકળતો નથી માત્ર વખત બરબાદ કરવાનો. (૧૫૫)

## અનુકરણના વધુ હકદાર મકામી ઉલમા છે

ફરમાવ્યુંઃ અવામ માટે તેના વગર કોઈ માર્ગ નથી કે તેઓ તે ઉલમાનું અનુકરણ કરે જેની ઉપર તેમને વિશ્વાસ હોય, બાકી એ કે આજે લોકોમાં એ વાત પેદા થઈ ગઈ છે કે બહારના દુરવેશ અને ઉલમાની પાછળ પડયા રહે છે એ બે ઉસૂલી છે. એ મકામી ઉલમા સાથે આપણાં સંબંધો પણ છે અને તેમની પૂરી પરિસ્થિતિ પણ માલુમ છે એટલા માટે તેમના હકો વધારે છે. અલબત્ત ખિદમત બહારના ઉલમાની પણ કરવામાં આવે પરંતુ તઅલ્લુક અને અનુકરણ ના વધારે હકદાર મકામી ઉલમા છે. (૧૫૬)

## પાણી માપસર લાવવું જોઈએ

હઝરતવાલા એ પોતાના નોકરથી ફરમાવ્યું કે શાહીના ખડિયામાં નાખવા માટે હોઝમાંથી પાણી લઈ આવો. તે પ્યાલો ભરી લાવ્યો. તેની ઉપર હઝરતે ફરમાવ્યું કે ખડિયા પ્રમાણે પાણી લાવવું જોઈએ. (૧૫૭)

## બીજાના રીત રિવાજો અપનાવવા

ફરમાવ્યુંઃ મુસલમાનોની શાનના બિલ્કુલ ખિલાફ છે કે બીજી

---

(૧૫૪) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૭૭.(૧૫૫) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૭૮.
(૧૫૬) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૧૮૪.(૧૫૭) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૨૦૯.

કોમોના રીત–રિવાજો અપનાવે, અથવા તેમની પ્રગતિની યુકિતઓને પોતાની પ્રગતિનું કારણ સમજે અથવા તેમનાથી કોઈ મદદની આશા રાખે, ખૂબ જ ગેરતની વાત છે તેમને તો ખુદા પર ભરોસો હોવો જોઈએ. તેમાં તેમની ભલાઈ છે. જે મુસલમાનોને તાલીમ આપવામાં આવી છે તેમાં શકિત પણ છે, બહાદુરી પણ છે અને બીજુ બધુ છે, અમને એ બતાવવામાં આવ્યું છે કે સાધનોથી આધિપત્ય સ્થાપાતુ નથી બલ્કે દિલની શકિતથી, અને શકિત મળે છે ખુદા સાથે સંબંધ બાંધવાથી અને સંબંધો મજબુત થાય છે તેના હુકમો પર અમલ કરવાથી, પરંતુ મુસલમાનોના હૃદયમાં આ ચીજ કઈ રીતે ઉતારું? હું ખુદાની ઝાત પર ભરોસો કરીને કસમ ખાઈને કહું છું કે જો બધા મુસલમાનો હુકમો પર અમલ કરવા લાગે તો થોડા દિવસોમાં જ પરિવર્તન આવી જાય અને જો ઈત્તિબાની નિય્યતથી નહિ તો યુકિત સમજીને પણ કરો કારણ કે બીજી પણ યુકિતઓ તો કરો જ છો એક આ પણ. (૧૫૮)

## એક મસ્અલો અને યુકિત

એક વ્યકિતએ સવાલ કર્યો કે હઝરત મેં ચમારોના કુંવામાંથી પાણી પી લીધું, ફરમાવ્યુંઃ તોબા કરી લે, અને હવે એવું ન કરતો, જ્યારે તે જતો રહયો તો ફરમાવ્યું કે એ મેં એટલે કહયું કે પાબંદી રહે આગળ ન વધે. (૧૫૯)

## સફરમાં નાસ્તો ન રાખવાનો મામુલ

ફરમાવ્યુંઃ અમુક લોકોને તો ખૂબ જ શોખ હોય છે કે સફરમાં નાસ્તો લઈને જાય છે. અને મારો અસલી મિજાઝ એ છે કે જ્યારે સફર કરતો તો નાસ્તો લઈને ન જતો, કારણ કે દરેક જરૂરી વસ્તુ સ્ટેશન પર મળે છે, હા, બીજાઓ માટે બંદોબસ્ત કરતો હતો કારણ કે બજારની ચીજો

(૧૫૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૧૪. (૧૫૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૩૭.

અમુકને પસંદ આવતી નથી. (૧૬૦)

## હું આવનારને જલ્દી ફારિગ કરી દઉં છું

જ્યારે કોઈ વ્યકિત મારી પાસે કામે આવે છે અને ઢંગથી આવીને પૂરી અને સાફ વાત કહે છે તો હું તેને ખૂબ જ જલ્દી ફારિગ કરવાની કોશિશ કરું છું. મારો મામુલ છે મને તેનાથી તંગી થાય છે કે મારા લીધે એક મુસલમાન રોકાયેલો રહે. એટલે બધું કામ છોડીને પહેલા તેનું કામ કરી દઉં છું. (૧૬૧)

## ઘરવાળાઓ માટે રાહતની તદબીર

ફરમાવ્યુંઃ ઘરવાળાઓનો નિયમ હતો કે જ્યારે હું ઘરે જતો તો મારા માટે તાજી અને ગરમ રોટલી બનાવતા, મને તેનાથી તકલીફ થતી કે મારે લીધે તેમને તકલીફ થાય છે, મેં કહયું કે હું ગરમ રોટલી નહિ ખાઉં એક કલાક પહેલાની ઠંડી રોટલી ખાઈશ ત્યારે ઘરવાળાઓએ તે આદત છોડી.

એક એ કે વખત પર ખાવાનું ન ખાધું અથવા બીજા વખત માટે મુકી દીધું તો કહી દેતો કે તમે બે ફિકર બની જાઓ અને નિશ્ચિત જગ્યાએ મૂકીને બતાઓ હું જાતે જ ખાઈ લઈશ. ટુંકમાં મેં તેમને ફારિગ કરી દીધા. (૧૬૧)

## પરચો—કાગળ ફેંકવો બે અદબી છે

એક ગામડિયો આવ્યો, હાથમાં એક પરચો હતો, હઝરતની નજીક બેસીને તે પરચો હઝરત ઉપર ફેંકયો, તેની ઉપર હઝરતે ફરમાવ્યુંઃ આવી અસભ્યતા કેમ કરી? અરજ કરી, જી હું ગામડિયો છું, ફરમાવ્યું કે આવા

(૧૬૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૪.(૧૬૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૫.

(૧૬૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૫.

ગામડિયાઓ નું અહિંયા કામ નથી પહેલા ગામડિયાપણું ઉતારીને આવો. જાઓ તમે મારું મુડ બગાડી નાખ્યું, માનવીની જેમ પરચો આપવો જોઈએ, હમણાં જાઓ અને એક કલાક પછી આવીને પરચો આપજો, પરંતુ માનવીની જેમ તો કામ બનશે. (૧૬૨)

## વાત સાંભળીને જવાબ આપવો જોઈએ

હઝરતે એક શખ્સને તાવીઝ લખી આપ્યું અને તેની રીત બતાવી, તે વ્યકિતએ રીત સાંભળ્યા પછી કોઈ જવાબ ન આપ્યો. તેની ઉપર હઝરતે પૂછયું જે મેં રીત બતાવી સાંભળી કે નહિ? અરજ કરી સાંભળી લીધી, ફરમાવ્યું પછી હા–ના નો જવાબ કેમ ન આપ્યો? એ તો કહી દેતા કે સારુ. (૧૬૩)

## બુઝુર્ગોની ઈજાઝતથી કામ કરવું જોઈએ

ફરમાવ્યુંઃ મેં કોઈ કામ પોતાના બુઝુર્ગોની ઈજાઝત વગર નથી કર્યુ હાલાંકે નોકરી છોડી તે પણ બુઝુર્ગોના હુકમથી, એ જ હું પોતાના મિત્રોને મશ્વરો આપું છું કે જે કામ કરવું હોય તે હંમેશા બુઝુર્ગોથી પૂછીને કરવું, એ બરકતનું કારણ બને છે, આજકાલ જે જાતે નિર્ણય લઈ લે છે તેનાથી લોકો વધારે બરબાદ થઈ રહયા છે, તેને તો મોટા મોટાને બરબાદ કર્યા છે તેનાથી બચવાની જરૂરત છે. (૧૬૪)

## સહુલતવાળુ આયોજન, અકલ અને નકલનો તકાદો

ફરમાવ્યુંઃ અકલ અને નકલ બંનેનો હુકમ છે કે સહુલતવાળુ આયોજન કરો પોતાના માટે પણ અને બીજાના માટે પણ. બાકી નાદાન લોકો બધાને સખ્તી સમજે છે જે સખત ગલતી છે, સખ્તી તે છે જેમાં ઉસૂલ

---

(૧૬૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૬. (૧૬૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૬.
(૧૬૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૬,સફા નં.૨૪૮.

સખત હોય, જો કોઈને નુકસાનવાળી ચીજોથી બચવા પર મજબુર કરીએ તો શું તેને સખત કહીશું. મારા આ બધા ઉસૂલ રાહત માટે જ છે માટે તેને સખત કહેવા જહાલત છે. (૧૬૫)

## તાવીઝ આપતી વખતે અમુક હિદાયતો

ફરમાવ્યું: એક વ્યકિતએ તાવીઝની વિનંતી કરી તે થોડે દુર અને વૃધ્ધ હતા, હઝરતવાલાએ એક સાહેબથી જે મજલિસમાં બેઠા હતા, ફરમાવ્યું: તેમનાથી કહી દો કે હું આ પ્રકારના રોગોનું તાવીઝ જાણતો નથી, ન આમીલ છું, હા બરકત માટે જે દિલમાં આવશે લખી દઈશ. જો મંજુર હોય તો જબાનથી કહો કે લખી દો, અરજ કરી કે લખી દો, ફરમાવ્યું: એ પણ કહી દો કે જો ખુદા ન કરે ફાયદો ન થયો (અને ખુદા કરે ફાયદો થાય) તો પછી મારાથી ન કહેશો કે કોઈ અસર ન થયો, અને ન આ કામ માટે મારી પાસે બીજી વખત આવજો, કયાંક મને ઠેકેદાર સમજો. (૧૬૬)

## સહીહ ઉસૂલોથી કામ કરવાનો ફાયદો

ફરમાવ્યું: ઘણા દિવસો થયા એક વ્યકિતનો પત્ર આવ્યો હતો કે મારા દિલમાં અલ્લાહ છે, આ મારો અકીદો છે, મેં જવાબમાં લખ્યું કે તેની શી દલીલ છે? આજે પત્ર આવ્યો, પહેલો પત્ર પણ સાથે છે લખ્યું છે કે મેં એક વ્યકિતથી પત્ર લખાવ્યો હતો અને તેને આ વિષયથી કહયું કે મારા દિલમાં અલ્લાહ તઆલાનો ખ્યાલ છે તેમને કહયું કે આ વિષય સહીહ નથી, બલ્કે એવી રીતે તઅબીર કરે છે જેવી રીતે લખવામાં આવ્યું તે ભણેલા હતા એટલે હું ચુપ થઈ ગયો. નહિ તો આ મારો અકીદો છે અને ન મારી પાસે તેની કોઈ દલીલ છે. હવે એવી વ્યકિત પાસે પત્ર લખાવીશ જે ત્યાંથી પરિચિત હોય કે ગડબડ ન કરે.

---

(૧૬૫) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૪૩. (૧૬૬) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૭૦.

તેની ઉપર હઝરતે ફરમાવ્યું કે જે લોકો રિઆયતનો મશ્વરો આપે છે અસલમાં તે ખૈરખ્વાહી કરતા નથી, જો હું તેની ઉપર પકડ ન કરું તો લખનાર એવું કહેતો કે જોયું એવી રીતે લખવામાં આવે છે. આવી રીતે તઅબીર કરવામાં આવે છે. અને આ જ અકીદો સહીહ છે. ઈસ્લાહ કરનારને મશ્વરો આપવો એટલે ડોકટરને મશ્વરો આપવો છે. તેનો દરેક વ્યકિત કાબેલ નથી, હા, દર્દીને મશ્વરો આપવો જોઈએ કે ડોકટરથી પૂછતાછ કરે. (૧૬૭)

## હદિયાનો એક અદબ

ફરમાવ્યુંઃ હદિયો આપતી વખતે કિમત નથી પૂછતા, આપતી વખતે આ હદિયાના અદબમાં થી છે. તેનાથી હદિયો આપનારના દિલ પર અણગમો થાય છે કે કદાચ કિંમતની કમી સાંભળીને ઓછા સમજે. (૧૬૮)

## બયઅતની દરખાસ્ત પર અમુક પાબંદીઓ

ફરમાવ્યુંઃ પાછલા દિવસોમાં એક કાગળ અહમદ રઝાખાન સાહેબના એક મુરીદનો આવ્યો, જેમાં લખ્યું હતું કે હું પચ્ચીસ વરસથી મોલવી અહમદ રઝાખાન સાહેબનો મુરીદ હતો, હવે હું ખોટા અકીદાઓથી તોબા કરું છું અને હઝરતથી બયઅતની દરખાસ્ત કરું છું, મેં જવાબમાં લખ્યું કે જલ્દી કરવું યોગ્ય નથી. આજે ફરી તેમનો કાગળ આવ્યો, લખ્યું છે કે ઉતાવળ ન કરવાની હદ બતાઓ જેથી ત્યાં સુધી કંઈ ન બોલું, મેં લખી દીધું કે જ્યાં સુધી મારા ચાલીસ વઅઝો અને રસાઈલ ન જોઈલો અને વીસ વખત પત્ર વ્યવહાર ન થઈ જાય અને દસ વખત મુલાકાત ન થઈ જાય, બસ આ હદ છે.

---

(૧૬૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૮૦. (૧૬૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૧૬૪.

ફરમાવ્યું: જો ઈખ્લાસ અને મુહબ્બતથી તેમનો ખ્યાલ આ બાજુ રહયો તો તેઓ આ શરતો પૂરી કરશે. આ બધું અનુભવોથી માલુમ થયું છે. (૧૬૯)

## મસ્અલો વિચારીને બયાન કરવો જોઈએ

ફરમાવ્યું: હું સૌથી વધારે મુશ્કેલ ચીજ ફિકહને સમજું છું અને લોકોને તેમાં મોટે ભાગે નિડર જોઉં છું, ખૂબ જ વિચારીને મસ્અલો બયાન કરવાની જરૂરત છે, ફકીહોએ તો કોઈ ચીજ નથી છોડી. ફકીહોની એટલી બધી નજર છે હુકમો પર અને અસ્બાબ પર પણ, સાચું તો એ છે કે ખુદાની તરફથી તે લોકોને ઈલ્હામ (રહબરી) થાય છે તેના કારણે આવી દીનની ખિદમત કરી છે. ખુદા તઆલા તેમને બેહતર બદલો આપે. જો ફકીહો (ઈસ્લામી કાનૂનના નિષ્ણાંતો)ન હોત તો દુનિયામાં અંધકાર હોત. દીનના દરેક મસ્અલાને સ્પષ્ટ કરી દીધો. જો સાચી સમજ અને સદબુધ્ધિ હોય તો કોઈ ક્ષેત્ર બાકી રાખ્યું નથી, બાકી ના સમજ અને કમ અકલ લોકોનું વર્ણન જ શું કરવું. (૧૭૦)

## કામ કરવા માટે સત્ય અને નિષ્ઠા શરત છે

ફરમાવ્યું: સત્ય અને નિષ્ઠા મોટી ચીજો છે, તેના વગર કામ ચાલવું ખૂબ જ કઠિન છે. આજકાલ જે નિષ્ફળતા મળે છે તેનું એક મોટું કારણ નિષ્ઠા નથી, જો ઈખ્લાસ (નિષ્ઠા) હોય તો મોટા મોટા અને સખતથી સખત કામો પણ આસાન બની જાય છે.

હઝરત મવલાના દેવબંદી (રહ.)એ એક હિકાયત બયાન ફરમાવી હતી કે એક વ્યકિતએ હજનો ઈરાદો કર્યો અને રૂપિયા પાસે ન હતા અને

---

(૧૬૯) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૮૭. (૧૭૦) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૧૬.

તેમાં માત્ર એક ખૂબી હતી કે ગધેડાની બોલી બોલવાનું જાણતો હતો. એક શેઠે બોલતા સાંભળી લીધો, પોતાના આનંદ માટે હજના સફરમાં તેને સાથે લઈ લીધો. હજથી ફારિગ થયા પછી આ ખૂબીને કારણે ગામડિયાઓથી સંબંધ બંધાઈ ગયો તેમની સાથે મદીના પહોંચી ગયો. જુઓ હજનો ઈરાદો સાચા દિલથી કર્યો અલ્લાહ તઆલાએ બધું આસાન કરી દીધું. (૧૭૧)

## સંતોષ બાકી રાખવાની તદબીર

ફરમાવ્યુંઃ સંતોષ પણ ત્યારે જ છે જ્યારે કે પોતાની હાજતો અલ્પ હોય અને હાજતો જરૂરતથી વધી જવામાં પછી સંતોષ પણ મુશ્કેલ છે. (૧૭૨)

## માત્ર બોલવાથી કામ નથી ચાલતું

ફરમાવ્યુંઃ માત્ર બોલવાથી કામ ચાલતું નથી, કામ કરવાથી કામ થાય છે, એક બુઝુર્ગે ખૂબ જ સારી વાત કહી, ખૂબ જ કામની વાત છે કે હે મિત્ર! બુઝુર્ગોના કથનો યાદ કરવાનો એહતિમામ ન કર બલ્કે એ કોશિશ કર કે તું એવો બની જાય કે તમારી જબાનથી પણ તે નિકળે જે તેમની જબાનથી નિકળ્યું.

તેનું એક ઉદાહરણ છે એક કિલ્લો છે તેમાં પાણી એકત્ર કરવું છે તો પાણીનું એક મોટુ હોજ તૈયાર કરાવ્યું અને તેને બહારથી પાણી લાવી ભરી દીધું. પરંતુ તેનાથી ઉત્તમ એ છે કે એક નાનકડો કુવો અંદર ખોડી લો, ભલે પાણી ઓછું હશે પરંતુ આવતું રહેશે. બરાબર ખર્ચ કરતા રહો અને કાઢતા રહો, કમી નહિ. એવી રીતે પોતાની અંદર કુવો ખોડી લો. (૧૭૪)

---

(૧૭૧) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૧૬. (૧૭૨) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૪૫.
(૧૭૪) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૪૨.

## પતિ અને પત્નીને ફરમાંબરદાર બનાવવાની યુકિત

ફરમાવ્યું: સ્ત્રીને ફરમાંબરદાર બનાવવાની એક યુકિત છે કે તેને રાજી રાખવામાં આવે એવી રીતે પતિને રાજી રાખવાની યુકિત છે. (૧૭૫)

## બીજાના નામનો કાગળ મૂકવો

ફરમાવ્યું: એક સાહેબે મારી પાસે કાગળ મોકલ્યો. એક કાગળ બીજાના નામનો તેમાં મૂકી દીધો, મેં તેમનાથી પૂછીને જવાબ તો લખી દીધો પરંતુ સાથે એ પણ લખ્યું કે માત્ર પત્રમાં બીજાના નામનો કાગળ ન મૂકવો મને તેનાથી તકલીફ થાય છે. હું કયાં પહોંચાવું અથવા જવાબની રાહ જોતો ફરું.

જો ફાયદાનો ખ્યાલ છે તો તેની બીજી સુરત એ છે કે તેમના નામનો પત્ર લખો અને મારા નામનો કાગળ તેમાં મુકી દો તે મને આપી જશે.

એવી વાતોનો ખ્યાલ સામાન્ય રીતે લોકોને નથી કે મારા આ કાર્યથી બીજાને શું થશે, જે દિલમાં આવ્યું કરી લીધું, ધ્યાનથી કોઈ કામ કરતા નથી. આ બધું બે ફિકરીનું પરિણામ છે. આજે મુસલમાનોમાં ન દુનિયાની ફિકર છે અને ન આખિરતની ફિકર છે, ખૂબ જ અફસોસ છે. (૧૭૬)

## સિફારિશ લખવાનો અજીબ અંદાજ

ફરમાવ્યું: એક સાહેબે પોતાના મદ્રસા માટે કોઈ માલદારથી સિફારિશ માંગી હતી, મેં તરગીબને બદલે એ લખ્યું કે આ વ્યકિત ખૂબ જ ઈમાનદાર છે, જો કોઈ મદ્રસામાં કંઈ આપશે તેઓ મદ્રસામાં પહોંચાવી આપશે. બાકી તરગીબ આપવી એ તો માંગવું છે મને તેનાથી પણ શરમ આવે છે. (૧૭૭)

(૧૭૫) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૧૪૪. (૧૭૬) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૨૦૨. (૧૭૭) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૨૧૦.

## જવાબી કાગળ મોકલવાનો તરીકો

ફરમાવ્યું: અમુક લોકો જવાબ માટે કાગળ મોકલતા નથી માત્ર ટિકિટ મોકલી દે છે, કેટલાક કાગળ મોકલે છે તો પૂરું સરનામું હોતુ નથી. એવા પત્રો માટે હું કોશિશ કરું છું કે તેમના પત્રનું સરનામું કાપીને ચોટાડી દઉં છું જેથી તે પહોંચવામાં અને ન પહોંચવામાં તે લોકો જ જવાબદાર રહે. હું ઝિમ્મેદાર ન બનું. આ ભૂલોનું કારણ મોટે ભાગે બે ફિકરી છે. ના સમજ કારણ નથી.

નોંધ:– ત્યાર પછી મામુલ બદલાય ગયો કે સામાન્ય પત્રોનું સરનામું કાપીને પત્રો મુકી દેવામાં આવે છે, અને હિફાઝત માટે સીવી દેવામાં આવે છે. (૧૭૮)

## ફતવો આપનાર સાથીયો માટે હિદાયત

ફરમાવ્યું: આજકાલ અમુક ઉલમા અને ખાસ કરીને મુફતીયોનો આ તરીકો ખૂબ જ ખરાબ છે કે સવાલ કરનારને તાબે બની જાય છે ભલે તેમનો સવાલ નિરર્થક અથવા તેમની સમજ બહારનો હોય. જવાબ જરૂરી સમજે છે. એટલા માટે હું મુફતીયોને તાલીમ આપું છું કે એ બધા વિષયો પર વિચાર કરીને જવાબ આપે, એ નહિ કે બિલ્કુલ સવાલ કરનારને તાબે બની જાય. બલ્કે સવાલ કરનારને ભૂલ પર પણ ટોકવામાં આવે. (૧૭૯)

## કાર્યની વહેંચણી આંતરરાષ્ટ્રીય કાનૂન

ફરમાવ્યું: ખૂબ જ બે ઉસૂલ અને બેકાર તરીકો છે કે બધા એક જ કાર્યમાં લાગી જાય, અને એક જ બાજુ વળી જાય. દુનિયામાં બધા દેશો તેની ઉપર સંમત છે કે કાર્યની વહેંચણી થાય, જો બધા દેશો લશ્કર બની

(૧૭૮) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૨૨૦. (૧૭૯) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૨૨૪.

જાય અથવા પોલિસ બની જાય અથવા બધા જ ઓફિસમાં કામ કરવા લાગે તો કામ મરી પરવાર્યુ. જે લોકો આવું કરે છે તે બુધ્ધિશાળી નથી, હું તો કહયા કરું છું કે આજકાલ આકીલ (બુધ્ધિશાળી) આકિલ (ખાઉંધરા) છે. બુધ્ધિની વાત નથી માત્ર ખાવાની ફિકર છે. (૧૮૦)

## ખુશી મેળવવાનો ઉસૂલ

ફરમાવ્યું ખુશીની વાત છે કે નાના તો એવું સમજે અમે નાના (સામાન્ય) છીએ અને મોટા એવું સમજે કે આ નાના (સામાન્ય) નથી તો કેવી ખુશીની વાત છે, જો બધા આવું કરવા લાગે તો ખૂબ જ આનંદ આવે. આજે જે નિરસતા અને ગમી છે તેનું કારણ એ જ છે કે નાના તો પોતાને નાના સમજતા નથી અને મોટા તેમને નાના સમજે છે. પછી ખુશી કયાંથી નિરસતા જ હશે. (૧૮૧)

## મારી હાલત બધાને માલુમ હોય

ફરમાવ્યું: હું હંમેશા એ ઈચ્છું છું કે મારી અસલી હાલત આવનારને ખબર પડી જાય, હું નારાજગીના મોકા પર નારાજ થાઉં છું. નરમીના મોકા પર નરમી કરું છું. મઝાક વખતે મઝાક કરું છું. નફિલ નમાઝ કયારેક બેસીને પઢું છું કયારેક ઉભો. નમાઝ કયારેક અમામહ બાંધીને પઢું છું કયારેક અમામહ વગર. ટુંકમાં મારી બધી હાલત માલુમ થઈ જાય. ધોકો ન હોય. કોઈને લીધે કોઈ હાલત છુપાવતો નથી ભલે કોઈ વિશ્વાસ કરે કે ન કરે. મને કપટ અને બનાવટથી નફરત છે. કોન મખ્લુકની પુજા કરે. મુસલમાનનું દરેક કામ, દરેક વાત અલ્લાહ માટે હોવી જોઈએ. (૧૮૨)

---

(૧૮૦) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૨૫૪. (૧૮૧) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૨૭૨.
(૧૮૨) અલ ઈફાઝાત, જિલ્દ:૬,સફા નં.૩૬૧.

## ખાનકાહમાં લેવડ–દેવડ ન કરવાનો ઉસૂલ

એક સાહેબ જે ખાનકાહમાં રોકાયેલા હતા બીજા સાહેબથી કોઈ મામલો લેવડ–લેવડનો કર્યો, જે ખાનકાહના ઉસૂલ વિરુધ્ધ હતું અને તે પણ ઉધાર, તેની જાણ હઝરતને થઈ ગઈ તો તે સાહેબને બોલાવીને પૂછતાછ કરી કે મારી પરવાનગી વગર આવું કેમ કર્યુ? પછી એ બતાઓ કે તે બેચારા જવાના છે. તેના છુટકારાની શી સુરત છે? અરજ કરી કે હું હમણાં વ્યવસ્થા કરું છું, ફરમાવ્યું જાઓ વ્યવસ્થા કરો અને ત્યાર બાદ મને જાણ કરો. પછી હાજરજનોથી ફરમાવ્યુ કે આટલી પાબંદીઓ હોવા છતા લોકો ગડબડ કરે છે. પરંતુ આવો કોઈ એક અનોખો હોય છે કોઈ મજબુરી–બિમારી વગેરેને લીધે આવું કરી લે છે. નહિતર બધા પાબંદ હોય છે. (૧૮૩)

## બીજાની મસલિહતનો ખ્યાલ કરવાનો એક નમૂનો

ફરમાવ્યું: હું બીજાની મસલિહતનો અહીંયા સુધી ખ્યાલ રાખું છું કે બુઝુર્ગોની વસ્તુઓ લાવવા માટે તો નોકર રાખેલો છે પરંતુ પોતાની ખિદમત માટે કોઈને નથી રાખ્યો. માત્ર એ અંદેશાથી કે લોકો તેને ખાસ સમજીને તેનો આવકાર ન કરવા લાગે અથવા તો તેનો મગજ બગડી જાય કે હું ખાસ (હઝરતના નિકટના લોકો) માંથી છું. ખાસ ખાદિમ બનાવવાના અનેક નુકસાનો છે.

એક સાહેબે અરજ કરી કે આ સુરતમાં હઝરતનો હેતુ છુટી રહયો છે કે દરેક કામ હઝરતને પોતાના હાથે કરવું પડે છે. ફરમાવ્યું: બીજાની કનડગત થી મારો હેતુ કોઈ નથી. (૧૮૪)

(૧૮૩) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૩૩. (૧૮૪) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૧૫૮.

# ઉલમાની સ્થિતિ વિશે એક ખાસ ઉસૂલ

ફરમાવ્યુંઃ અમારી ઈજજત તો તેમાં છે કે હુજરહ (નાના ઓરડા)માં બેસે અને જે કંઈ થઈ શકે અલ્લાહની મખ્લુકની ખિદમત કરતા રહીએ અને એવા ગરીબો જેવી હાલતમાં રહેવું જોઈએ કે ગરીબથી ગરીબ માનવી પણ આવીને રાત્રે અમને જગાવી શકે ભલે તે જગાવવા પર અમે તેનાથી લડી પડીએ પરંતુ તે તેની હિમ્મત કરી શકે, અને ઉલમાએ ઠાઠમાઠથી રહેવું યોગ્ય નથી એટલા માટે કે ગરીબ મુસલમાનો ફાયદો નહિ ઉઠાવી શકે. હું તો હંમેશા તેનો ખ્યાલ રાખું છું. (૧૮૫)

# ખ્યાલ રાખવાની બે વાતો

ફરમાવ્યુંઃ હું ખેરખ્વાહીથી અરજ કરું છું બધા સાંભળો. યાદ રાખવાની વાત છે. આ માર્ગમાં બે વસ્તુઓ ઉમેદવાર–ઈચ્છુક માટે આત્મઘાતી છે. એક પોતાની ભૂલનું સપષ્ટીકરણ બીજુ પોતાના જ્ઞાન પર આરોપ. (૧૮૬)

# જવાબી કાગળને બદલે ટિકિટ મુકવી

ફરમાવ્યુંઃ એક સાહેબનો પત્ર આવ્યો છે. જવાબ માટે અંદર કાગળ મુકવાને બદલે પાંચ પૈસાની ટિકિટ મુકી છે. હું તેની ઉપર મોટે ભાગે શિકાયત લખું છું કે જો ટિકિટને બદલે કાગળ મુકતા તો મને તકલીફ ન થતી એટલા માટે કે અમુક વખત ટિકિટ પડી જાય છે તેને શોધવામાં તકલીફ થાય છે. જવાબમાં ટિકિટ મોકલવાનું એ કારણ લખે છે કે વજન વધી જવાને કારણે ટિકિટ મોકલી રહયો છું. મેં લખ્યું કે કારણ પણ અજીબ છે. વજન કરીને જોઈ લેતા. પછી લખે છે કે કાગળ ન હતો. મેં લખ્યું કે

(૧૮૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૩૧ (૧૮૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૩૭.

મેળવવાથી મળે છે, કશી પરવા જ નથી કે આ મારી હરકતથી બીજાને તકલીફ થશે. (૧૮૭)

## એક રૂપિયો એક અકલ

ફરમાવ્યું કે આજે પ્રખ્યાત છે કે એક રૂપિયો એક અકલ, બે રૂપિયા બે અકલ, તજરુબાની વિરુદ્ધ અને બિલ્કુલ ખોટું છે, તજરૂબો તો એ છે કે રૂપિયા હોવાને કારણે બુદ્ધિમાં પડતી આવે છે અને આ માલદારોનું કહેવું છે, તેઓ તેનો એકરાર કરે છે. સામાન્ય રીતે સો રૂપિયામાં એક બોટલનો નશો થાય તો કોઈની પાસે હજાર રૂપિયા હોય તો દસ બોટલોનો નશો થયો અને જ્યારે એક ચુલ્લુ (મુઠ્ઠી) દારૂમાં માનવી ઉલ્લુ (મૂર્ખ) બની જાય છે તો દસ બોટલોમાં અકલ ક્યાં જાય? એટલે આ કથન અનુભવો દ્વારા ખોટુ છે. બુદ્ધિથી રૂપિયાનો શો સંબંધ. હા જો અકલ (બુદ્ધિ)ને બદલે એમ કહેવામાં આવે કે રૂપિયા પાસે હોવાથી અકલ (ખાવાનું) વધે છે તો ઉચિત છે. આજે અકલ (બુદ્ધિ) ક્યાં? અકલ (ખાવાનું) છે. આકિલ (બુદ્ધિશાળી) ક્યાં આકિલ (ખાઉંધરા) છે કે દરેક વખતે પેટની ફિકર છે. તેનું નામ રાખ્યું છે બુદ્ધિશાળી. (૧૮૮)

## ઉલટા ચાલવું

એક વ્યકિત મજલિસથી ઉઠીને ઉલટા ચાલ્યા તેની ઉપર ફરમાવ્યું કે મિયાં માનવીની જેમ ચાલો આ રેલની જેમ આગળ–પાછળ કેમ ચાલો છો. તેની ઉપર ફરમાવ્યું કે જે લોકો ઉલટા ચાલે છે મને તો તેનાથી ખૂબ જ તકલીફ થાય છે, આ બધી પીરઝાદાઓની બગાડેલી રસમો છે. એવી હરકતોથી ગભરામણ થાય છે. (૧૮૯)

---

(૧૮૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૮૩ (૧૮૮) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૩૬.
(૧૮૯) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૪૧

# લેખનકાર્યમાં કમાલની હકીકત

ફરમાવ્યુંઃ આજકાલ તેને કમાલ સમજવામાં આવે છે કે એક વખત પેન હાથમાં લીધી અને આખો વિષય–લેખ લખી નાંખ્યો, બીજી વખત સુધારવાની જરૂરત ન પડે.

કાઝી અરહમ થાનવી લખે છે કે એક વ્યકિત ભોપાલ હુકુમતમાં મોટા હોદ્દા પર હતા તેઓ એક જ લેખની અનેક વખત રૂપરેખા લખતા હતા અને તજજ્ઞોમાં તેમનો કમાલ પ્રખ્યાત હતો કે દિમાગ પ્રગતિ કરે છે એટલા માટે સુધારવાની જરૂરત પડે છે. દિમાગમાં સ્થિરતા નથી. અજીબ વાત છે. (૧૯૦)

# જુમ્આના દિવસે તાવીઝ ન આપવાનો ઉસૂલ

ફરમાવ્યુંઃ તહકીક (તપાસ)થી માલુમ થયું કે થાનાભવનમાં બુઝુર્ગોએ જુમ્આના દિવસે બજાર એ મસ્લિહતથી રાખ્યું કે તે બહાને ગામડાના લોકો જુમ્આ પઢી લે, જ્યારે ખરીદી કરવા આવશે તો જુમ્આ પણ પઢી લેશે, પરંતુ મને આ પસંદ ન આવ્યું કારણ કે આ સૂરતમાં જુમ્આ તો બીજા નંબરે છે અસલ મકસદ તો ખરીદીનો છે. એટલા માટે હું જુમ્આના દિવસે તાવીઝ આપતો નથી કે જુમ્આ પઢવા આવ્યા હતા લાવો તાવીઝ પણ લઈ જાઉં, જેમકે આવ્યા હતા ખરીદી કરવા લાવો જુમ્આ પણ પઢી લઈએ, એટલા માટે જુમ્આના દિવસે તાવીઝ નથી આપતો પરંતુ કોઈ ખૂબ જ જરૂરી હોય જેમકે વિલાદત સમયે વગેરે. (૧૯૧)

# ઉલમાની તબ્લીગ અસરકારક હોવાનો તરીકો

ફરમાવ્યુંઃ જેની પાસે પૂંજી હોય તેને તબ્લીગની વ્યવસ્થા કરવી જોઈએ, મતલબ કે ઉલમા તેના માટે ચંદો ન માંગે કારણ કે તેનાથી

(૧૯૦) અલ ઈફાઝાત, જિલ્દઃ૮,સફા નં.૨૪૯. (૧૯૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૨૫૫.

ઉલમાની ઈજ્જત બાકી રહેતી નથી. વઅઝ–બયાન કરીને જ્યાં ચંદો માંગ્યો બધો અસર ખતમ થઈ ગયો. ખૂબ જ જોર શોરથી તકરીર કલાક બે કલાકની મેહનત એક શબ્દ ચંદો કહેવાથી બધુ ખતમ. એટલે ચંદો પણ તે કરે જેમની પાસે પૂંજી હોય અને ઉલમા માત્ર તબ્લીગ કરે, તો તબ્લીગ અસરકારક બની શકે છે. (૧૯૨)

## પોતાના ઉસૂલો પર દિમાગી અસર

ફરમાવ્યુંઃ હું મારા આ તરીકાથી તંબઈ રીતે ખુશ નથી પરંતુ અકલી રીતે ખુશ છું અને મને અસભ્યતા પર ખૂબ જ જલ્દી ગુસ્સો આવી જાય છે, તેનું કારણ એ છે કે મારા દિલમાં એ વાત બેસી ગઈ છે કેઃ

{إِنْ تَسْخَرُوْا مِنَّا فَإِنَّا نَسْخَرُ مِنْكُمْ كَمَا تَسْخَرُوْنَ}

એટલે એ ઘમંડી મુલ્લાઓને તુચ્છ સમજે છે એટલે તેમને પણ તુચ્છ કરીને બતાવવા જોઈએ. અને આ બધું ત્યારે થઈ શકે છે જ્યારે તેમની તરફ કોઈ હાજત ન મુકવામાં આવે, ન સિફારિશની અને ન ચંદાની, એવો વ્યકિત તો તેમની ખબર લઈ શકે છે, તેમનો દિમાગ ઠીક કરી શકે છે અને આ કામ બીજાના બસનું નથી.(૧૯૩)

## મુહબ્બત વધારે ન કરવાનો ઉસૂલ

ફરમાવ્યુંઃ આ મારા મઝાકની વિરુદ્ધ છે કે કોઈનાથી એટલી મુહબ્બત કરવામાં આવે કે જેને કારણે હકીકત પર પરદો પડી જાય, દરેક ચીજને પોતાની હદ પર રાખવી વાજિબ છે, જો ગલ્બએ હાલ (ખુદાના શોખ)માં કોઈ વાત થઈ જાય તો તે કાયદાથી બહાર છે, પરંતુ આજકાલ હદની બિલ્કુલ પરવા નથી.

---

(૧૯૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૨૬૧.(૧૯૩) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૧૭૩.

# વાત બેસીને કરવી જોઈએ

ફરમાવ્યુંઃ એક વ્યકિતએ મજલિસમાં ઉભા ઉભા હઝરતથી કંઈ પૂછવા માંગ્યુ. ફરમાવ્યુંઃ બેસીને કહો જે કંઈ કહેવું હોય ઉભા ઉભા કહેવાથી સામેવાળાને તકલીફ થાય છે. જેનો મતલબ એ છે કે જુઓ હું ઉભો છું તમારુ કામ છોડીને પહેલા અમારુ કામ કરો. એ મોટા લોકોના દરબારનો ઉસૂલ છે. ત્યાં વગર ઈજાઝતે બેસવું પણ ગુનોહ છે, એ વાત પસંદ નથી. (૧૯૪)

# અક દમ મોટુ કામ શરૂ કરવું ગલતી છે

ફરમાવ્યુંઃ આ મોટી ગલતી છે કે એક દમ આટલું મોટુ કામ શરૂ કરી દે છે, જે કામને માનવી નિભાવી ન શકે તે કામને કરે કેવી રીતે? અને જો કરે તો ધીરે ધીરે શરૂ કરે પછી જો અલ્લાહ તઆલા પોતાના ફઝલથી આવકનો બંદોબસ્ત કરી દે તો જેમ જેમ આવક વધતી રહે કામ વધારતા રહેવું. જેમકે બાળક ધીરે ધીરે મોટુ થાય છે એવું જ કામ હંમેશા બાકી રહે છે અને તેમાં જ કુવ્વત હોય છે જે ધીરે ધીરે પ્રગતિ કરે છે. (૧૯૫)

# કામમાં લાગ્યા વગર હકીકત માલુમ પડતી નથી

ફરમાવ્યુંઃ કામમાં લાગ્યા વગર કોઈ ચીજની હકીકત માલુમ થતી નથી, તેની મિષાલ એવી છે કે ચાખ્યા વગર કોઈ ચીજનો સ્વાદ જાણવા માંગે તો તેના માટે કોઈ બયાન પૂરતુ નથી. ઘણી ચીજો લાગણી અને શોખની હોય છે તેને કોઈ કેવી રીતે બયાન કરી શકે છે. (૧૯૬)

(૧૯૪) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૩૩૩.(૧૯૫) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૩૪૫.
(૧૯૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૭,સફા નં.૩૪૯.

# તબ્લીગ અને ઈફતા (ફતવો આપવો)ના અમુક ઉસૂલ

ફરમાવ્યું: ઉલમાએ જાતે તબ્લીગ અને ઈફતાના ઉસૂલો બયાન કર્યા છે, તેમાં એક એ પણ છે કે જેના ઝિમ્મે ઈફતા, તબ્લીગ, તાલીમ અને તરબીયતનું કામ આવે તે કોઈની ગવાહી ન આપે.

અને એક મેં ઉમેરો કર્યો છે અનુભવો દ્વારા કે જેના ઝિમ્મે આ કામ હોય તે કોઈના મામલામાં ફેસલ (નિર્ણાયક)ન બને કારણ કે એવું કરવાથી તે એક જમાતમાં ગણવામાં આવશે અને બીજી જમાતના મુસલમાનો તેની બરકતોથી વંચિત રહી જશે તેમાં ઘણાં નુકસાનનો ભય છે ખાસ કરીને દીનનું નુકસાન છે, એટલા માટે કે આજે દરેક વ્યકિત આઝાદ છે, ન કોઈનો કોઈ પર અસર, ન કોઈના પર વિશ્વાસ અને મુહબ્બત. માત્ર સ્વાર્થ સુધી બધુ છે, જો તેની વિરુદ્ધ કોઈ વાત પેશ આવી જાય તો તે જ ઘડીએ અસર, વિશ્વાસ અને મુહબ્બત ખતમ થઈ જાય. આ તજરૂબાની વાતો છે. આજકાલ ઉલમા અને મશાઈખ ગર્વથી તેમાં દખલ કરે છે પરંતુ તેનાથી બચવાની સખત જરૂરત છે. (૧૯૭)

# કોઈની તરફ પીઠ કરીને બેસવું

મજલિસમાં એક સાહેબ બીજા સાહેબની તરફ પીઠ કરીને બસી ગયા, ફરમાવ્યું: આ કેવી ઈન્સાનિયત અને સભ્યતા છે કે એક મુસલમાન તરફ જગ્યા વિશાળ હોવા છતાં કારણ વગર પીઠ કરીને બેસી ગયા. શું એ પણ ખબર નથી કે કોઈ મુસલમાન તરફ જરૂરત વગર પીઠ કરવી યોગ્ય નથી. મજલિસના અદબ વિરુદ્ધ છે, શું આવી મોટી વાતોનું પણ ઈલ્મ નથી. આ વાતો તો દરેક ઈનસાનની ફિતરત છે. (૧૯૮)

---

(૧૯૭) અલ ઈફાઝાત, જિલ્દ:૭,સફા નં.૩૬૪. (૧૯૮) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૨૮.

## તારીખ માલુમ કરવાનો એક કાયદો

એક સાહેબે અરજ કરી કે હઝરત! એ સાંભળ્યું છે કે જે દિવસે રજબની ચોથી તારીખ હોય છે તે દિવસે રમઝાનની પહેલી તારીખ હોય છે, ફરમાવ્યું: મોટે ભાગે એમ જ હોય છે, પછી રજબ અને રમઝાનની પાબંદી નથી બધા મહિનાઓમાં એ વાત છે કે જે મહિનાની ચોથી હશે તેના ત્રીજા મહિનાની પહેલી તારીખ હશે. દા.ત. મુહર્રમની જે દિવસે ચોથી તારીખ હશે રબીઉલ અવ્વલની પહેલી હશે. (૧૯૯)

## મસ્અલો પૂછવાનો એક અદબ

એક સાહેબે અરજ કરી હઝરત! ડાકખાનાના વ્યાજનો શો હુકમ છે? તેનું શું કરવું જોઈએ?

ફરમાવ્યું: આ વાત મજલિસમાં પૂછવાની નથી, મજલિસમાં દરેક પ્રકારના લોકો હોય છે શક્ય છે કે અમુકની સમજમાં ન આવે અને હદથી વધીને શું ગડબડ શરૂ કરી દે અને દરેક વાત દરેકની સમજમાં આવવી મુશ્કેલ છે, આ બધા મને તજરૂબા છે. દરેક વાતનો સમય હોય છે. એવી રીતે દરેક વાત ન પૂછવી તેને પત્રથી પૂછી લેવી. (૨૦૦)

## એક સાહેબને ચાદરથી મોં ઢાંકવા પર તાકીદ

એક સાહેબ મજલિસમાં એવી રીતે બેઠા હતા કે આખુ મોઢું ચાદરથી ઢાંકેલું હતું. હઝરતે જોઈને ફરમાવ્યું ચોરોની જેમ અથવા સી.આઈ.ડી. ની જેમ કેમ બેઠા છો? શું મજલિસમાં બેસવાનો આ તરીકો છે? આ સ્ત્રીઓ જેવો ઘુંઘટ કેમ કર્યો છે? જો કોઈ ખાસ કારણ હોય તો બયાન કરો તો માલુમ થાય, અરજ કરી કે કોઈ ખાસ કારણ નથી. ફરમાવ્યું આવી હરકતનો હેતુ શું છે? તેનો જવાબ એટલો ધીમે આપ્યો કે

(૧૯૯) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૬૦.(૨૦૦) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૬૩.

કોઈ ન સાંભળી શકે. ફરમાવ્યું: જોયું ઘુંઘટનો અસર. અવાજ પણ સ્ત્રીઓ જેવી થઈ ગઈ. શું ગળુ બંધ થઈ ગયું. ઓછામાં ઓછુ એવી રીતે બોલો કે બીજો સાંભળી શકે. (૨૦૧)

## શરીઅતના જામિઅ અને કાયમી ઉસૂલ

ફરમાવ્યું: શરીઅતના ક્ષેત્રો એટલા વિશાળ અને જામિઅ છે કે આજે ટેલિફોન, ટેલિગ્રાફ, ગ્રામોફોન વગેરે જેટલી નવી વસ્તુઓ શોધાય છે તે બધાના હુકમો શરીઅતમાં મોજુદ છે. વ્યકિત જ્યારે તે હુકમોને જાણવા માંગે છે તો ખૂબ જ આસાનીથી જવાબ આપવામાં આવે છે. શરીઅતના એવા પાકિઝા અને જામિઅ ઉસૂલો કોઈ ને કોઈ વિષયમાં દાખલ થઈ તેનો હુકમ નિકળી આવે છે. ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ એટલી મેહનત કરી છે. અલ્લાહ તઆલા તેમને બેહતર બદલો અર્પણ કરે. (૨૦૨)

## રિવાજના સુધારની હકીમાના તદબીર

ફરમાવ્યું: અમુક જગ્યાએ પગ ચુમવાનો રિવાજ છે, હું જ્યારે નવાબ સાહેબની દાવત પર ઢાકા ગયો તો ત્યાં આ પ્રકારની હાલત જોઈ કે જે આવે છે તે પગ ચુમે છે, મેં મના કર્યુ, કોઈએ ન માન્યું, મેં પોતાના દિલમાં કહયું કે તમે લોકો એમ નહિ માનો. યુકિતની જરૂરત છે. પછી મેં એવું કર્યુ કે જે વ્યકિત મારો પગ ચુમતો હું તેનો પગ ચુમતો. તેની ઉપર તે ગભરાઈને કહેતો કે અજી હઝરત આ શું? હું પણ કહેતો: અજી હઝરત આ શું? મેં એ પણ કહયું જો આ વાત સારી છે તો મને પણ કરવા દો અને ખરાબ છે તો તમે પણ ન કરો, અને એવું ન બને કે કોઈના માટે સારી હોય

(૨૦૧) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૯૪.(૨૦૨) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૧૩૧.

અને કોઈના માટે બુરી. નહિતો દલીલ લાવો ત્યારે લોકો સમજ્યા કે આ તો ના સમજ છે ત્યારે પીછો છુટયો. (૨૦૩)

## ફુરસદના વખતે ઘરનું કામ કરવું જોઈએ

ફરમાવ્યું: નકામો વખત બરબાદ ન કરવો જો કંઈ કામ ન હોય તો માનવી પોતાના ઘરના કામમાં લાગી જાય. ઘરના કામમાં લાગવાથી આનંદ મળે છે અને ઈબાદત પણ છે. બેઠકો ખતરાથી ખાલી નથી કોઈની હિકાયત કોઈની શિકાયત, ઘણી વખત ગીબત–નિંદા સુધી વાત પહોંચી જાય છે. તેનાથી બચવાની જરૂરત છે. (૨૦૪)

## વચ્ચે મુસાફહ કરવો અસલ વિરુધ્ધ છે

એક સાહેબ જે એક દિવસ પહેલાથી ખાનકાહમાં હતા મજલિસમાં આવીને બેસતા પહેલા મુસાફહ કર્યો.

ફરમાવ્યું: શાયદ તમે કાલના આવેલા છો. અરજ કરી જી. ફરમાવ્યું પછી આ મુસાફહ હમણાં કેવો? એટલા માટે કે મુસાફહ આવતી વખતે હોય છે અથવા જતી વખતે હોય છે. શું તમે હમણાં જઈ રહયા છો? અરજ કરી કે હમણાં તો નથી જતો, ફરમાવ્યું: પછી હમણાં મુસાફહનું કારણ? અરજ કરી કે બીજા લોકો મુસાફહ કરી રહયા હતા મેં પણ કરી લીધો. ફરમાવ્યું: એ તો હમણાં ગાડી થી આવ્યા છે અને તમે કાલના છો અને એ કહેવું કે અમુક લોકોએ મુસાફહ કર્યો તે એકરાર છે કે અમુકે નથી કર્યો તો તેનાથી તમને અંદાજો આવી જતો કે અમુકે કેમ ન કર્યો. જો ખબર ન હતી તો કોઈનાથી પૂછી લેતા. ખુદાએ બુધ્ધિ આપી છે. સમજ આપી છે તેનાથી કામ લેવું જોઈએ. (૨૦૫)

---

(૨૦૩) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૧૫૭.(૨૦૪) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૩૦૪.
(૨૦૫) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૩૦૪.

## જેનાથી શંકા હોય તેનાથી હલ કરવું બે–અદબી છે

ફરમાવ્યું: આજકાલ મુહબ્બતના દાવેદારોની એ હાલત છે કે જ્યાં કોઈ બીજાએ કંઈ કહી દીધું તો શંકામાં પડી ગયા. જો કોઈનાથી મુહબ્બત હોય તો પહેલા તેનાથી શંકા કરવી જ મુશ્કેલ છે અને જો હોય તો મુહબ્બતવાળો તો તેને દૂર કરે છે અને જો જાતે દૂર ન થાય તો કોઈ બીજાથી હલ કરાવી લે. આ બે અદબી છે કે જેના વિશે શંકા હોય તેનાથી જ સવાલ કરવામાં આવ્યો.

હઝરત યૂસુફ (અલ.) તો ફરમાવે છે وَمَآ اُبَرِّئُ نَفْسِیْ અને હું કહું اُبَرِّئُ نَفْسِیْ એ કંઈ રીતે બને? અલ્લાહ જાણે લોકોની સમજ ક્યાં જતી રહી. (૨૦૬)

## વસ્તુ ઉધાર લેવાની રસમ

ફરમાવ્યું: વસ્તુ ઉધાર લેવામાં ગુનોહ તો નથી જ્યાં સુધી તેમાં વ્યાજ ન હોય પરંતુ દુનિયાનું નુકસાન તો છે. આ વાત પણ યાદ રાખવા જેવી છે કે ઉધારમાં આઠ આનાની વસ્તુ બાર આનામાં લેવી પડે છે. શક્ય હોય તો દરેક મુસલમાને તેનાથી બચવું જોઈએ. કેટલાક લોકોમાં આ બીમારી છે કે રૂપિયા પાસે હોવા છતાં ઉધાર ખરીદે છે. (૨૦૭)

## હદથી વધેલી દરેક વાત ઘૃણાસ્પદ હોય છે

ફરમાવ્યું: હદથી વધેલી દરેક ચીજ ઘૃણાસ્પદ છે, હદીષે પાકમાં છે હદથી વધીને દોસ્તી ન કરો શક્ય છે કે કોઈ દિવસ દુશ્મની થઈ જાય. એવી રીતે હદથી વધીને દુશ્મની ન કરો શક્ય છે કે દોસ્તી થઈ જાય તો તે વખતે પછતાવવું પડશે કે મેં આ વ્યકિત સાથે દુશ્મની કેમ કરી.

---

(૨૦૬) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૩૦૫.(૨૦૭) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૩૧૩.

ટુંકમાં ઈસ્લામી તાલીમમાં દરેક પ્રકારની રાહત છે. કેવી પવિત્ર અને અજીબ તાલીમ છે. સુબ્હાનલ્લાહ આ વાતો છે ઝુમવા જેવી. (૨૦૮)

## દુઆના શબ્દો સંભળાવીને કહેવા પર ઈસ્લાહ

એક વ્યકિતએ હઝરતવાલા માટે દુઆના શબ્દો કહયા. ફરમાવ્યું: એ મને કેમ સંભળાવ્યા? ખ્વાહ મખ્વાહ રુશ્વતની શંકા જાય છે, ધીમેથી દુઆ કરી લેતા દરેક ચીજની હદ હોય છે. ચીજ હદથી વધી જાય તો તે અપ્રિય છે. (૨૦૯)

## ખાવાનું કબૂલ કરવાનો એક ઉસૂલ

ફરમાવ્યું: અલ્હમ્દુલિલ્લાહ અહીંયા દરેક કામ અને વાતનો કાનૂન છે, કાયદા વગર કોઈ કામ નથી અને ન કાયદા વગર તાલીમ આપવામાં આવે છે. પહેલા કાયદાની પછી બીજી ચીજોની તાલીમ હોય છે. અહીંયા સુધી મારે ત્યાં તેનો પણ કાયદો છે કે જો ક્યાંથી દા.ત. ખાવાનું રાંધેલું આવે અથવા દુધ વગેરે આવે તો જો લાવનાર પરિચિત અને વિશ્વાસું હોય તો લેવામાં આવે છે, જો અપરિચિત હોય તો ન કબૂલ કરવામાં આવે. આ ઉસૂલ પર કોઈ આક્ષેપ કરે તો તેનો શો ઈલાજ? (૨૧૦)

## દીનની મશગુલી દુન્યવી વ્યવસ્થાથી બાધરૂપ નથી

ફરમાવ્યું: જો માનવીને કોઈ દીનના કામમાં મશગુલી (વ્યસ્તતા) હોય અને તેને કારણે તે પોતાના દુન્યવી કારોબારને સંભાળી ન શકે તો એ પણ તેની કોતાહી (આળસ) છે, કારણ કે દીનની મશગુલી દુનિયાના કામોમાં બાધરૂપ નથી બલ્કે તે પણ દાઈ છે, કારણ કે તેના કામોથી દીનને મદદ મળે

(૨૦૮) અલ ઈફાઝાત, જિલ્દ:૮,સફા નં.૩૨૭. (૨૦૯) અલ ઈફાઝાત, જિલ્દ:૯,સફા નં.૬.
(૨૧૦) અલ ઈફાઝાત, જિલ્દ:૯,સફા નં.૮.

છે પરંતુ જે વ્યકિત દીનના કામમાં પણ મશગુલ નથી અને પોતાની દુનિયા તરફ પણ ધ્યાન ન આપે તો તેની પાસે કોઈ બહાનું નથી. (૨૧૧)

## તાજા ગમમાં નસીહત ન કરવી જોઈએ

ફરમાવ્યુંઃ હંમેશા યાદ રહે કે તાજા ગમમાં કયારેય કોઈને નસીહત ન કરવી જોઈએ. તેવી હાલતમાં નસીહત તેને ફાયદો નહિ પહોંચાડે બલ્કે નુકસાનકારક નિવડી શકે છે અને નુકસાનનું કારણ એ છે કે તે વખતે નસીહત હોય છે કે ગમને રોકો અને તે મુસીબતમાં સપડાયેલો તેને રોકવાની કોશિશ પણ કરે છે પરંતુ જો કે તે વખતે ગમ વધુ હોય છે, એટલા માટે તેને રોકવાની એ વાત તો હોતી નથી કે ગમ દૂર થઈ જાય. બસ એવું થાય છે કે તે ગમ દિલમાં રહે છે અને લાંબી મુદત સુધી દિલમાં રહેવાથી તેના દિલમાં એક પ્રકારની ગભરામણ રહે છે જેના કારણે મુસીબતમાં ઘેરાયેલાને જુદી જુદી બિમારીઓ ઘેરી લે છે અને ગમ દિલમાં તો હોય જ છે તો તે વખતે નસીહતથી ફાયદાને બદલે નુકસાન થાય છે.

માટે ગમ વખતે ઉચિત એ છે કે તેની સામે એવી વાતો કરવામાં આવે જેનાથી તેનું દુઃખ વધે કે હાય આટલો માલ જતો રહયો, તમારુ આટલું નુકસાન થયું અને એવી વાતો ન કરે કે ભાઈ! કોઈ ફિકરની વાત નથી, આટલો ગમ કેમ કરો છો. જ્યાં સુધી બની શકે તો તેની કોશિશ કરો કે તેની તબીયત બીજી તરફ મશગુલ થઈ જાય એ બનાવ તરફ તેનું ધ્યાન ન રહે. (૨૧૨)

## મુસાફહમાં હાથોને પકડી રાખવા

ફરમાવ્યુંઃ અમુક લોકો મુસાફહમાં હાથોને પકડી રાખે છે, છોડતા નથી, તેનાથી હઝરત અકદસને ઘણી તકલીફ થાય છે અને મોટે ભાગે

(૨૧૧) અલ ઈફાઝાત, જિલ્દઃ૯,સફા નં.૧૨૩. (૨૧૨) અલ ઈફાઝાત, જિલ્દઃ૯,સફા નં.૧૮૦.

નારાજ થતા, કોઈના હાથોને ખ્વાહ મ ખ્વાહ બાંધી રાખવા યોગ્ય નથી. ખાસ કરીને હઝરત અકદસના મુબારક હાથ જે મોટે ભાગે કામમાં મશગુલ રહેતા હોય છે અને માત્ર મુસાફહ માટે થોડી વાર માટે ફારિગ કરવામાં આવે છે. (૨૧૩)

## નિરર્થક કામોથી બચવાનો એક ખાસ બનાવ

ફરમાવ્યું: હું ઈશાની નમાઝ પછી એક વખતે બયાન કરી રહયો હતો કે એક વ્યકિતએ બયાનથી ફારિગ થતા જ મને એક પરચી આપી અને જતો રહયો, બયાન પછી મેં પઢયા વગર તેને સરગાવી દીધી. તેની ઉપર મિત્રોને આશ્ચર્ય થયું કે પઢયા વગર દિલને સુકુન કેમ આવ્યું. મેં કહયું કે જો વાત જવાબ માંગવા જેવી હોત તો તે કેમ જતો રહેતો, જ્યારે કોઈની નજીક તે મહત્વની ન હતી તો હું તેને પઢીને પોતાનો વખત બરબાદ કેમ કરું. તેને તો એક નિરર્થક હરકત કરી હતી હું કેમ નિરર્થક હરકત કરું. (૨૧૪)

## બીજાને પોતાના ગુસ્સાથી બચાવવો જોઈએ

ખાતી વખતે હઝરત અકદસ સામે રાંધેલી માછલી આવી, હઝરતના એક ખાસ અઝીઝે સહુલત માટે કાંટા કાઢવા માંગ્યા તો મના ફરમાવ્યું અને મસલિહત બયાન ફરમાવી કે જો કાંટા કઢાવતો તો તેમાં એ ખરાબી હતી કે જો કોઈ કાંટો આવી જતો તો તેની ઉપર ગુસ્સો આવતો કે કેવું અધુરું કામ કર્યું અને હવે જો કોઈ કાંટો આવી જશે તો પોતાની ઉપર જ ગુસ્સો આવશે. હું ઈચ્છું છું કે ન કોઈ પણ મારો ગુસ્સો ઉતરે અને ન કોઈનો મારા પર. (૨૧૫)

---

(૨૧૩) અલ ઈફાઝાત, જિલ્દ:૯,સફા નં.૧૯૪. (૨૧૪) અલ ઈફાઝાત, જિલ્દ:૯,સફા નં.૨૯૬.
(૨૧૫) અલ ઈફાઝાત, જિલ્દ:૯,સફા નં.૩૭૭

## સિફારિશ કરવાનો એક ખતરા વગરનો તરીકો

ફરમાવ્યુંઃ થોડા દિવસોથી મેં એક ખૂબ જ ફાયદાકારક અને ખતરાથી ખાલી સિફારિશનો તરીકો કાઢયો છે, સિફારિશ કરાવનારથી કહી દઉં છું કે જેનાથી તમને સિફારિશ કરાવવી છે તેમના નામે પહેલા એક દરખાસ્ત લખી દો અને તેમનાથી જે કંઈ કહેવું છે તે તેમાં લખી દો પછી હું મારી જાણ પ્રમાણે તેમાં લખી દઈશ. કારણ કે મને એ મંજુર નથી કે પોતે તો મખદૂમ (જેની સેવા કરવામાં આવે) બને અને અમને ખુશામદી બનાવે. હું કેમ વિનંતી કરું. વિનંતી તો તે કરે જેને ગરજ હોય, બાકી તસદીક (ટેકો) સિફારિશ કરનાર કરી દે. (૨૧૬)

## જે સામાનમાં કોઈ ચીજ આવે તે પરત કરવી

એક સાહેબે થોડો હદિયો એક સામાન્ય ટોપલીમાં મુકીને રજુ કર્યો. તેમના જતા રહેવા પર ખાદિમથી ફરમાવ્યું કે ભલે ટોપલી સામાન્ય છે પરંતુ તેને પરત કરી દેવી. પછી હાજરજનોથી ફરમાવ્યું કે હું એવી ચીજો માટે એ પણ નથી પૂછતો કે પરત જોશે કે નહિ? બલ્કે પરત જ કરી દઉં છું, પછી જો તેમનો ઈરાદો પરત લેવાનો ન હોય તો તે વખત પરત કરી શકે છે. પૂછવામાં તો એ ભય છે કે અસલમાં ખ્યાલ પરત લેવાનો હોય પરંતુ પૂછતી વખતે આ ઈરાદાને જાહેર કરતા શરમાય અને ખુશી વગર રાખી લેવાનું કહી દે. (૨૧૭)

## યાદગીરી માટે કોઈ ચીજ રાખવાનો તરીકો

એક ધનિકનો એક સામાન્ય કુર્તો આપેલો હતો તે તેમની ખુશીથી પરત કર્યો તો એ ખ્યાલથી કે તેમનું દિલ ન ટુટે એટલે લખ્યું:

---

(૨૧૬) અલ ઈફાઝાત, જિલ્દઃ૯,સફા નં.૬૦ (૨૧૭) અલ ઈફાઝાત, જિલ્દઃ૧૦,સફા નં.૬૧

તેને યાદગીરી માટે પોતાની પાસે રાખી લો.

પછી ફરમાવ્યું કે મેં આ શબ્દો તેને કારણે લખ્યા જેથી તેને પરત લેવામાં સંકોચ ન થાય, તેની ઉપર અરજ કરી કે તે તો તેને બરકતવંતો સમજશે. ફરમાવ્યું તે જે સમજે. (૨૧૮)

## ચિઠ્ઠીથી વહેંચણી ખતરાથી ખાલી છે

ફરમાવ્યું: હું વહેંચણી વખતે એ કરું છું કે ચીજના ભાગ કરી દઉં છું અને તેની પાસે એક એવા બાળકને જે વધુ સમજદાર ન હોય બોલાવીને હકદારોના નામ ચિઠ્ઠી પર લખી તેને આપું છું કે તેમાંથી એક એક ચિઠ્ઠી કાઢી દરેક ભાગ પર મૂકી દે. હવે કોઈને શિકાયત નથી દરેક વ્યકિત સમજે છે કે જે ચીજ જેના ભાગમાં આવી તે પોત પોતાની કિસ્મત. (૨૧૯)

## બાળકની તરબીયતનો એક અગત્યનો ઉસૂલ

ફરમાવ્યું: એક સાહેબે ખૂબ જ હિકમતની વાત કરી. સુવર્ણ અક્ષરે લખવા જેવી છે તે એ કે જો બાળક કોઈ ચીજ માંગે તો તેની દરખાસ્ત પહેલા જ પુરી કરી દો અને જો પહેલી વખતમાં ઈન્કાર કર્યો તો પછી ભલે બાળક કેટલીય વિનંતી કરે બિલ્કુલ તેની જીદ પૂરી ન કરો નહિતો પછી તેને એવી આદત પડી જશે. (૨૨૦)

## ફતવો લખવામાં એક અગત્યનો કાનૂન

ફરમાવ્યું: મવલાના મુહમ્મદ યાકૂબ સાહેબ (રહ.)ને ત્યાં તેની વ્યવસ્થા હતી કે જો ફતવાનો જવાબ લાંબો હોવાને કારણે કાગળ ચોટાડવાની જરૂરત પડતી તો તે ભાગ પર પોતાની સહી કરી દેતા જેથી ધોકાની શંકા ન રહે.

---

(૨૧૮) અલ ઈફાઝાત, જિલ્દ:૧૦,સફા નં.૧૧૦ (૨૧૯) અલ ઈફાઝાત, જિલ્દ:૧૦,સફા નં.૧૧૬. (૨૨૦) અલ ઈફાઝાત, જિલ્દ:૧૦,સફા નં.૩૨૫

અહકર અરજ કરે છે કે એક વખતે હઝરતવાલાએ એવા જ ભાગ પર બંને જગ્યાએ સહી કરવાનો હુકમ આપ્યો. (૨૨૧)

## ફતવાની અંદર વિશાળતા જોઈએ

ફતવામાં વિશાળતા જોઈએ જેથી અમલ કરનારને તંગી ન થાય, પરંતુ જ્યાં વિશાળતામાં ખતરો હોય કે લોકો તે હુકમ વિશે એ માલુમ કરીને કે જાઈઝ છે બીજી ઘણી એવી વાતોને જાઈઝ સમજી લેશે કે જે નાજાઈઝ છે તો એવા મોકા પર વિશાળતા ન જોઈએ. જો કે એવા મોકા પર વિશાળતા ન કરવાથી અમુક વાતો દબાય જશે.

ત્યાર પછી ફરમાવ્યું: કેટલીક વખતે હું કોઈ જાઈઝ વાતની ઈજાઝત અનુયાયી ને આપતો નથી જેનાથી કોઈ તે અનુયાયીના કાર્યને આધાર બનાવીને નાજાઈઝ ચીજ શરૂ ન કરી દે અને આમ વ્યકિતને તેની ઈજાઝત આપી દઉં છું કે અહીંયા તે ખતરો હોતો નથી કે લોકો તેનું અનુકરણ કરે. (૨૨૨)



(૨૨૧) અલ ઈફાઝાત, જિલ્દ:૧૦,સફા નં.૨૮૧ (૨૨૨) અલ ઈફાઝાત, જિલ્દ:૧૦,સફા નં.૨૭૬.

# તઝકિરએ હકીમુલ ઉમ્મત, મુજદિદુલ મિલ્લત
# હઝ. મવ. અશરફઅલી થાનવી (રહ.)

સંપાદક
મવ. કારી મુફતી મુહમ્મદ મસઉદ અઝીઝી નદવી સા.

અનુવાદક
અહમદહુસૈન ઉમર ગાઝી

પ્રકાશક
"બયતુલ ઈશાઅત"
જનાબ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાલી સા.
મુ. પો. પરીએજ– ૩૯૨૦૨૧
તા.જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં. (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (મોબા.) ૦૯૪૨૭૮ ૧૬૪૮૨

## પ્રસ્તાવના

ભારતના પશ્ચિમી ઉત્તરપ્રદેશે દેશની દીની, મઝહબી, મિલ્લી, સામાજિક, રાજકીય અને ઐતિહાસિક દષ્ટિએ એક ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. અહીંયાની ધરતીમાં દેરક યુગમાં એવા મહાન બુઝુર્ગો પેદા થયા જેમને સમગ્ર ભારતમાં (બલકે અમુક વખતે તો સમગ્ર વિશ્વ પર) પોતાની અસરો છોડી અને લોકોમાં નવી ચેતના જગાવી. આ વિસ્તારની એક અનોખી અને મહાન શખ્સીયત મુજદિદુલ મિલ્લત હઝરત મવલાના અશરફઅલી થાનવી (રહ.) પણ હતા. આપ (રહ.)એ ભારત અને પાકના ખૂણા ખૂણામાં રોશની પ્રગટાવી અને તેમના બગીચામાં એક નવી રૂહ ફુંકી.

شورش عندلیب نے روح چمن میں پھونک دی
ورنہ یہاں کلی کلی مست تھی خواب ناز میں

## આપનો જન્મ

હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી થાનવી (રહ.)નો જન્મ રબીઉલ આખિર હિ. સ. ૧૨૮૦ મુતાબિક ૧૯ સપ્ટેમ્બર ઈ.સ. ૧૮૬૪ શનિવારના દિવસે સુબ્હે સાદિકના સમયે થયો હતો. આપનું ઉપનામ હકીમુલ ઉમ્મત છે. હઝરત મવલાના મુફતી અઝીઝુર્રહમાન સાહેબ ભૂતપૂર્વ મુફતી દારૂલ ઉલૂમ દેવબંદએ ''از گروہ اولیاء اشرف علی'' કહયું હતું.

હઝરતના પિતા શેખ અબ્દુલહક સાહેબને ત્યાં છોકરા જીવતા ન રહેતા હતા. તેમની ખુશ નસીબ પત્નીએ તેનું વર્ણન એક મશ્હુર મજઝુબ બુઝુર્ગ હાફિઝ ગુલામ મુર્તુજા પાણીપતી સાહેબથી કર્યુ. તેની ઉપર

મજઝુબ સાહેબે ફરમાવ્યું: ઈન્શાઅલ્લાહ બે છોકરા થશે તે જીવતા રહેશે એકનું નામ અશરફઅલી અને બીજાનું નામ અકબરઅલી રાખવું.

તેથી મજઝુબ સાહેબની વાત પ્રમાણે શેખ અબ્દુલહક સાહેબને ત્યાં બે છોકરા પેદા થયા અને તેમના કહેવા પ્રમાણે મોટા છોકરાનું નામ અશરફઅલી અને નાના છોકરાનું નામ અકબરઅલી રાખવામાં આવ્યું. જોકે દાદાના ઘરેથી આપનું નામ અબ્દુલગની રાખવામાં આવ્યું, પરંતુ....

گفتہ او گفتہ اللہ بود　　گرچہ از حلقوم عبداللہ بود

એટલા માટે હાફિઝ સાહેબની પસંદવાળુ નામ મશહુર થયું.

## આપની વંશાવળી

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ના દાદા અને નાના બંને થાનાભવનના જ હતા. દાદાનું ખાનદાન ફારૂકી અને નાનાનું ખાનદાન અલવી હતું. પિતાનું નામ અબ્દુલહક હતું. આપ થાનાભવનના શકિતશાળી ધનવાન હતા. ફારસીમાં ઘણી યોગ્યતા ધરાવતા હતા અને મોટા લેખક હતા તેમજ મેરઠ હુકૂમતના એક મોટા એજન્ટ પણ હતા.

હઝરત (રહ.)ના વાલિદા પણ નેક દીનદાર હતા, જેમકે હઝરતે પોતાના ખાનદાની બુઝુર્ગોથી બયાન કર્યુ (એટલા માટે કે હઝરતની ઉમર પાંચ વરસની હતી કે વાલિદાની વફાત થઈ ગઈ હતી) ઉપરાંત આપની વાલિદાની સમજશકિત, બુધ્ધિ, ચતુરતાના વખાણ હઝરત હાફિઝ ગુલામ મુર્તુજા સાહેબ મજઝુબે પણ કર્યા હતા.

ટૂંકમાં હઝરત હકીમુલ ઉમ્મતની જામેઈયત ઈશ્ક વ અકલ અથવા શરીઅત વ તરીકતમાં આજ સુધી પ્રખ્યાત છે, તે દાદા અને નાના તરફથી વારસાગત છે, તેથી આ શઅર મગજમાં આવે છે.

زیکسو بوئے گل وزیک طرف پیغام یار آمد

من آں دیوانہ ام کز ہر دو سوئے من بہار آمد

એવી રીતે આપ (રહ.) માશાઅલ્લાહ શાને ફારૂકી અને શાને અલવીના સાચા ખલીફા હતા. ذٰلِکَ فَضْلُ اللّٰہِ یُؤْتِیْہِ مَنْ یَّشَآءُ

## આપ (રહ.)નું બાળપણ

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ના નાના ભાઈ આપના જન્મથી લગભગ ચૌદ મહિના પછી પૈદા થયા હતા અને દુધ બંને ભાઈઓ માટે પુરતુ ન હતું, એટલા માટે આપ માટે એક દુધ પીવડાવનારી નક્કી કરવામાં આવી હતી, તે મેરઠના કોઈ ગામની કસાઈ હતી તેથી હઝરત મઝાકમાં મોટે ભાગે ફરમાવતા કે મેં કસાઈનીનું દુધ પીધું છે, એટલા માટે મારી તબીઅતમાં ગરમી છે પરંતુ અલ્હમ્દુલિલ્લાહ ઝનુન નથી. મારુ દિલ એટલું નરમ છે કે કોઈની તકલીફ મારાથી જોઈ શકાતી નથી. હઝરતે ઘણી કોશિશ કરી કે તેમને દુધ પીવડાવનારીના બાળકોની જાણ થાય જેથી તેમની સાથે સારો વર્તાવ કરવામાં આવે પરંતુ જાણ ન થઈ શકી. આપની ઉંમર લગભગ પાંચ વરસની હતી કે વાલિદાની વફાત થઈ ગઈ એટલા માટે તેમની વફાત પછી પિતાએ બંને ભાઈઓની ખૂબ જ પ્યાર સાથે પરવરિશ કરી. નાશ્તામાં તેલ–ઘી વાળી રોટલીને ઘીમાં મસળીને લુકમા બનાવીને પોતાના હાથથી ખવડાવતા હતા, એવા સ્નેહથી પરવરિશ કરીકે વાલિદાનો ગમ પણ ભૂલાવી દીધો અને તરબીયત પણ એક સારા વડીલ તરીકે કરી. તરાવીહનાં કુર્આન ખતમ પર જે મસ્જીદમાં મિઠાઈ વહેંચાતી તેમાં કયારેય ભાગ ન લેવા દેતા, બલકે તે દિવસે જાતે બજારથી મિઠાઈ મંગાવી તેનાથી વધારે ખવડાવી દેતા અને કહેતા કે મસ્જિદમાં મિઠાઈ લેવા જવી યોગ્ય નથી, મતલબ કે આ અંદાજે તરબીયત કરતા.

# તાલીમ વ તરબીયત

આપની પ્રાથમિક તાલીમ મેરઠમાં થઈ, ફારસીની શરૂની કિતાબો અહીંયા જ પઢી. કુર્આને પાક હાફિઝ હુસેન અલી સાહેબ મરહુમ દહેલવીથી હિફઝ કર્યુ પછી થાનાભવન આવીને હઝરત મવલાના ફતહ મુહમ્મદ થાનવી સાહેબથી અરબીની શરૂની અને ફારસીની દરમિયાની કિતાબો પઢી અને અંતની કિતાબો અબુલ્ ફઝ્લ સુધી, પોતાના મામા વાજીદ અલી સાહેબથી પઢી, તેઓ ફારસી અદબના નિષ્ણાંત હતા, ત્યાર બાદ દીની તાલીમની પૂર્ણતા માટે ઝિકઅદા હિ.સ. ૧૨૯૫ મુતાબિક નવેમ્બર ૧૮૭૮ માં દારૂલ ઉલૂમ દેવબંદમાં દાખલ થયા અને ખૂબ જ મેહનત અને કોશિશ સાથે તાલીમમાં મશગુલ થઈ ગયા. દેવબંદમાં કેટલાક આપના રિશ્તેદાર પણ રહેતા હતા પરંતુ પિતાની હિદાયત પ્રમાણે પઢવાના સમયમાં બધાથી અલગ રહયા. તલબાથી પણ વધારે મેળાપ ન રાખતા હતા. પઢાઈથી ફુરસદ મળતી તો પોતાના ખાસ ઉસ્તાદ હઝરત મવલાના મુહમ્મદ યાકુબ નાનોતવી સાહેબ પાસે પહોંચી જતા અને તેમનાથી ફાયદો ઉઠાવતા તેમની દેખરેખ હેઠળ આપે ઈફતાની પ્રેકટીસ કરી, તે સમયમાં હઝરત થાનવી (રહ.)ને મુનાઝિરહનો પણ શોખ હતો, તેથી અનેક વખત આર્યો સાથે મુકાબલો કર્યો. હઝરત મવલાના મુહમ્મદ યાકુબ સાહેબ પણ આપ પર ખાસ શફકત કરતા અને આપની મુહબ્બત, મહેનત અને સલાહિયતના વખાણ પણ કરતા હતા. હઝરત થાનવી (રહ.) પણ ખૂબ ફાયદો ઉઠાવતા હતા. આપના વિશે હઝરત મવલાના મુહમ્મદ યાકુબ સાહેબે ફરમાવ્યું હતું ક "જ્યાં જશો તમે જ તમે નજર આવશો".

તાલિબે ઈલ્મીના જમાનામાં જ્યારે આપને ખુજલી થઈ ગઈ તેને

કારણે આપને ઘરે જવું પડયું તો ટાઈમ પાસ માટે "مثنوی زیر و بم" ફારસીમાં લખી, તે વખતે આપની ઉંમર માત્ર અઢાર વરસની હતી. તેની પ્રાસ્તાવના આ રીતે શરૂ કરે છે.

"ہمی گوید گرفتار درد و نالہ ناداں ہشدہ[۱۸] سالہ الخ"

અરબીની મુકમ્મલ તાલીમ દેવબંદમાં જ કરી અને માત્ર ૧૯ અથવા ૨૦ વરસની ઉંમર હિ.સ. ૧૩૦૧ (ઈ.સ. ૧૮૮૪)માં ફારિગ થયા. હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી સાહેબ ના હાથે આપની દસ્તારબંદી થઈ.

દારૂલ ઉલૂમના ઉસ્તાદોમાં હઝરત મવલાના યાકુબ નાનોત્વી અને શેખુલ હિંદ મવલાના મહમૂદ હસન સાહેબ દેવબંદી (રહ.)ની ખાસ તવજ્જુહાત આપ ઉપર રહી.

## દર્સ વ તદરીસ

દારૂલ ઉલૂમ દેબબંદથી ફારિગ થઈ આપ હિ.સ. ૧૩૦૧ સફર મહિનામાં કાનપુર મદ્રસા "ફૈઝે આમ" માં ૨૫ રૂપિયા મહિને પગારે જોડાયા અને સદર મુદર્રિસના હોદ્દા પર નિયુકત થયા. ૧૪ વરસ સુધી કાનપુરમાં દર્સ વ તદરીસ, ઈફતા વ તબ્લીગના કામોમાં મશગુલ રહયા, તે દરમિયાન ત્યાંના મુસલમાનોને પોતાના બયાનોથી ફાયદો પહોંચાડતા રહયા. આ સમયગાળામાં આપના ઈલ્મથી અનેક લોકોએ ફાયદો ઉઠાવ્યો, તેમાં હઝરત મવલાના ઈસ્હાક બુર્દવાની સાહેબ, મવલાના રશીદ કાનપુરી સાહેબ, મવલાના અહમદઅલી ફતેહપુરી સાહેબ, મવલાના ઝફરઅહમદ ઉસ્માની થાનવી સાહેબ, મવલાના સાદિકુલ યકીન કરસ્વી સાહેબ, મવલાના શાહ લુત્ફ રસૂલ બારાબંકવી સાહેબ, મવલાના હકીમ મુહમ્મદ મુસ્તુફા બિજનોરી સાહેબ, મવલાના ફઝલેહક ઈલાહાબાદી

સાહેબ, મવલાના સય્યિદ મુહમ્મદ ઈસ્હાક અલી કાનપુરી સાહેબ, મવલાના મઝહરુલહક ચાટગામી સાહેબ, મવલાના સઈદ અહમદ ઈટાવી સાહેબ (રહ.) વગેરે છે.

## તા'લીમ વ તદરસીનો તરીકો

આપની તાલીમનો તરીકો એટલો આસાન અને સફળ હતો કે જે તાલીબે ઈલ્મ આપની પાસે બે–ચાર સબક પણ પઢી લેતો, પછી બીજા ઉસ્તાદથી તેને સંતોષ ન થતા. આપ મુશ્કેલથી મુશ્કેલ પ્રશ્નને ઘડીમાં હલ કરી દેતા હતા, એટલા માટે ખૂબ જ જલદી તલબા અને ઉસ્તાદોમાં આપની બુધ્ધિ અને ઈલ્મનો સિક્કો બેસી ગયો. આપની તાલીમનો તરીકો નીચે પ્રમાણે છે:

(૧)ઉસ્તાદે મેહનત કરીને વાંચીને વિદ્યાર્થી સામે સબકને સરળ બનાવવો જોઈએ.

(૨)મુશ્કેલ અને જટિલ શબ્દોને પહેલા સરળ અંદાજમાં વિદ્યાર્થીને સમજાવવા જોઈએ અને પછી તેની સમજુતી આપવી જોઈએ, અને જો પહેલેથી જ એ બતાવી દીધું કે આ શબ્દ કે વાક્ય જટિલ છે તો વિદ્યાર્થીઓ પ્રભાવિત થઈ જશે અને પછી તેણે સમજવામાં તકલીફ પડશે.

(૩)વિદ્યાર્થીઓ સામે માત્ર પોતાની કાબેલિયત બતાવવા બિન જરૂરી સમજુતીને નાપસંદ કરતા હતા.

(૪)સાપ્તાહિક બયાનો અને મુનાઝરોથી પણ હઝરતને તકલીફ થતી. ફરમાવતા કે તેને કારણે વિદ્યાર્થીઓનું ધ્યાન અઠવાડિયા સુધી તે બયાન–તકરીર સાથે લાગેલું રહે છે અને અસલ સબકમાં વિઘ્ન પડે છે. અને ફરમાવતા કે જ્યારે કિતાબો સારી રીતે સમજીને પઢી લે તો પછી બધી તકરીર–બયાનો જાતે જ આવી જાય છે.

## તલબાને ખાસ હિદાયત

હઝરત ફરમાવતા કે તલબા ત્રણ વાતો નક્કી કરી લે, તો જ્ઞાનમાં વધારો થશે.

(૧)આવતી કાલના સબકનું વાંચન જરૂર કરી લે અને વાંચનમાં તે બધુ આવી જવું જરૂરી નથી બલ્કે જ્ઞાન અને અજ્ઞાનમાં ફરક થઈ જાય.

(૨)ઉસ્તાદ પાસે સમજતી વખતે સમજ્યા વગર આગળ ન વધે.

(૩)જ્યારે સમજમાં આવી જાય તો બાદમાં એક વખત તે સબકનું દઢીકરણ કરી લે.

હઝરત ફરમાવતા હતા કે જ્ઞાનની વૃદ્ધિ માટે આ ત્રણ ચીજો તો વાજીબ છે અને એક ચીજ ઔપચારીકતા માટે એ છે કે દરરોજ પાછલા સબક માંથી થોડો ભાગ વાંચી લે.

## અસલ ફકીરી (દુરવેશી) અને ઉલમાની જરૂરત

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) હંમેશા પોતાને તાલીબે ઈલ્મ સમજતા હતા અને કહેતા હતા. આપ કુર્આન શીખવા અને શિખવવાને જ અસલ દુરવેશી ગણાવતા હતા. ફરમાવતા કે "મને પીરોના જીવનવાળી દુરવેશી નથી આવડતી હું તો એક તાલીબે ઈલ્મ છું, મારાથી તો કુર્આન અને હદીષની વાતો પૂછવામાં આવે, મને તો સીધુ સાદુ કુર્આન અને હદીષ જ આવે છે અને તેને જ હું દુરવેશી સમજું છું.

ઉલમાની જરૂરત અને ઉલમાને દીનની વ્યવસ્થા કરવાનો હેતુ બયાન કરતા ફરમાવતા કે 'સુફીઓ'થી વધારે "ઉલમા" ની જરૂરત છે કારણ કે તેમને લીધે જ દીનની વ્યવસ્થા બાકી છે.

## બુઝુર્ગોના દર્શન અને બુઝુર્ગોની દુઆ

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ને બાળપણથી જ અલ્લાહવાળા,

બુઝુર્ગાને દીન, ઉલમાએ કિરામ, મશાઈખે ઈઝામ વગેરેથી ખૂબ જ મુહબ્બત હતી, પોતાના જમાનાના બધા બુઝુર્ગોથી મુલાકાત કરી ફાયદો ઉઠાવ્યો અને દરેકથી દુઆ અને તવજ્જુહથી આંતરિક લાભ ઉઠાવ્યો. આપ (રહ.) ફરમાવતા હતા કે બુઝુર્ગોના નામોથી પણ રૂહમાં તાજગી અને દિલમાં નુર પેદા થાય છે. હકીકત એ છે કે અલ્લાહના નેક અને મકબુલ બંદાઓનો તઝકિરો કરવાથી અલ્લાહની ખાસ રહમત ઉતરે છે. મશહુર મુહદિષ હઝરત સુફિયાન બિન ઉયિના (રહ.) ફરમાવે છે:

"عند ذكر الصالحين، تنزل الرحمة"

બુઝુર્ગોના તઝકિરાને એટલો ફાયદાકારક સમજતા હતા કે એક હજાર હિકાયતોનો સંગ્રહ કરીને 'નુઝહતુલ બસાતીન' નામે પ્રકાશિત કર્યુ. એવી રીતે કસસુલ અકાબિર, અરવાહે ષલાષાઃ

امائل الاقوال والاحوال لافاضل الرجال

વગેરે આપની કોશિશથી પ્રકાશિત થયા. હઝરત ફરમાવતા હતા કે ''બુઝુર્ગાને દીન અને અવલિયાએ કિરામ, ખુદા અને રસૂલના આશિક છે, એટલે એવું ન બને કે તેમના હાલાત પઢવામાં આવે અને દિલમાં ખુદાની મુહબ્બત પેદા ન થાય.

ટુંકમાં હઝરતને શરૂઆતથી જ બુઝુર્ગાને દીન અને અકાબિરે ઉમ્મતથી મુહબ્બત હતી અને તે લોકોની પણ આપ પર ખાસ તવજ્જુહ અને મુહબ્બત રહી. આપ (રહ.) મોટે ભાગે ફરમાવતા કે ન કયારેય તાલીબે ઈલ્મીના જમાનામાં મેં મહેનત કરી અને ન આ તરીક (તસવ્વુફ)માં કયારેય મુજાહિદો કર્યો, જે કંઈ અલ્લાહે અર્પણ કર્યુ તે મારા ઉસ્તાદો અને મશાઈખોની દુઆ અને તવજ્જુહ તેમજ મારા તરફથી બુઝુર્ગોના અદબનું પરિણામ છે. આપ એ પણ ફરમાવતા કે 'અલ્હમ્દુલિલ્લહ હું એ કહી શકું છું કે મેં કયારેય કોઈ બુઝુર્ગને એક

મિનિટ માટે પણ નારાજ કર્યા નથી.

## હયાત કિતાબો

હઝરત થાનવી (રહ.)ની નજર વાધારે કિતાબો પર રહેતી ન હતી. ઈલ્મ વ મઆરિફના ઝરણા આપની અંદરથી જ ફુટતા હતા. એક વ્યકિતએ આપનાથી પૂછયું કે હઝરત આપે આટલી કિતાબો લખી છે તો આપે હજારો કિતાબો જોઈ હશે? આપે જવાબમાં ફરમાવ્યું કે હાં અમુક કિતાબો જોઈ છે, તેમના નામ આ છે, હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી સાહેબ, હઝરત મવલાના મુહમ્મદ યાકુબ નાનોત્વી સાહેબ, હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી સાહેબ આ કિતાબોએ મને બીજી કિતાબોથી બે ફિકર કરી દીધો, એક વખતે ફરમાવ્યું "મને વધારે કિતાબો જોવાનો શોખ નથી કારણ કે નફસે ઈલ્મને મકસદ ન સમજ્યો, અમલ માટે જેટલા ઈલ્મની જરૂરત છે, તેમાં પોતાના બુઝુર્ગો પર સંપૂર્ણ વિશ્વાસ અને ભરોસો હતો, જે કંઈ કુર્આન અને હદીષની તા'બીરમાં તેમને ફરમાવ્યું હતું, તેની ઉપર દિલ સંતોષ હતું. (મજાલિસે હકીમુલ ઉમ્મતઃ ૧૦૨)

મવલાના અબ્દુલમાજીદ દરયાબાદી (રહ.) ફરમાવે છે કે ત્યાં તો...

صد کتاب وصد ورق در نار کن　　　سینہ را از نور حق گلزار کن

અને ફરમાવતા કે આજે રિસાલોને કારણે કિતાબો વાંચવાનો મઝાકો વધી ગયો છે અને સામાન્ય તાલીબે ઈલ્મ પણ અનેક કિતાબો પઢવા લાગ્યો છે, પરંતુ આ વાંચવાના વધારાએ તેના હાર્દને ગુમાવી દીધું છે. લોકોની નજરો ફેલાયેલી નજરે આવે છે, પરંતુ ઉંડાઈમાં નહિ, માત્ર પડ ઉપર જ રહે છે. પોતાના લેખો, કિતાબોમાં તો ખૂબ સંદર્ભો લખે છે કે

ફલાણી કિતાબના ફલાણાં પૃષ્ઠ ઉપર આમ લખ્યું છે પરંતુ સમજશકિત વધી નથી. સમુદ્રથી મોતી તે વ્યકિત કાઢી શકે છે જે ઉંડાઈ સુધી પહોંચી શકે, માત્ર પડ ઉપર સમુદ્રમાં દુર સુધી પહોંચી જાય તો પણ કશું હાથ આવવાનું નથી.

بے غوطہ زنی لعل و گہر کس کو ملا ہے
بے سعی و جہد علی و ہنر کو کس کو ملا ہے

પહેલાના ઉલમા હઝરત મવલાના કાસિમ નાનોત્વી (રહ.), મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) વગેરે પાસે કિતાબોની સંખ્યા વધારે ન હતી પંરતુ મર્મ કેવા કેવા તે લોકો એ કાઢયા. (હકીમુલ ઉમ્મત નુકુશ વ તઅસ્સુરાતઃ ૩૦૦)

ન કિતાબોંસે, ન વઅઝોસે, ન અકલ વ ઝરસે પેદા
ઈલ્મ હોતા હે અસાતિઝાકી નઝરોસે પેદા

## બયઅત અને આંતરિક ફાયદો ઉઠાવવો

એક વખત હઝરત મવલાના રશીદઅહમદ ગંગોહી (રહ.) કોઈ કામ અર્થે દેવબંદ તશરીફ લાવ્યા, તો હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) ખુશીથી મુસાફહ માટે આગળ વધ્યા, શોખમાં બે કાબુ બની ગયા. દારૂલ ઉલૂમના મશહુર નવદરા (દરવાજા) નું બાંધકામ થઈ રહયું હતું, પડેલી ઈંટો પરથી અચાનક પગ લપસી ગયો, હઝરત ગંગોહી (રહ.)એ આપને બચાવી લીધા જો કે તે વખત બયઅત અને તેની હકીકતથી આપ અજાણ હતા પરંતુ આકર્ષણ એટલું વધ્યું કે આપે બયઅતની દરખાસ્ત કરી લીધી. હઝરત ગંગોહી (રહ.)એ તાલીમ દરમિયાન બયઅતને મુનાસિબ ન સમજી એટલે ઈન્કાર કરી દીધો, જ્યારે હઝરત ગંગોહી (રહ.) હિ.સ.

૧૨૯૯ માં હજનો ઈરાદો કર્યો તો આપે હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)ની ખિદમતમાં એક વિનમ્ર પત્ર મોકલ્યો કે આપ મવલાના (ગંગોહી રહ.)થી સિફારિશ ફરમાવી દો કે મને બયઅત કરી લે પંરતુ જવાબમાં હઝરત હાજી સાહેબે જાતે જ પરોક્ષ રીતે બયઅત કરી લીધી તે વખતે હઝરત હકીમુલ ઉમ્મતની ઉંમર ૧૯ વરસની હતી.

હઝરત હાજી સાહેબ (રહ.)એ બયઅત ફરમાવી લીધા પછી આપના પિતાને કહેણ મોકલ્યું કે "તમે હજ માટે આવો અને જ્યારે આવો તો પોતાના પુત્રને પણ લઈને આવજો, માટે શવ્વાલ હિ.સ. ૧૩૦૧ માં જ્યારે આપ કાનપુરમાં દર્સ વ તદરીસમાં મશગુલ હતા, પોતાના પિતા સાથે હજ માટે તશરીફ લઈ ગયા. હઝરત હાજી સાહેબની ખિદમતમાં હાજર થયા અને હાથ પર હાથ આપી બયઅત થયા. હજથી ફારિગ થઈ હઝરત હાજી સાહેબે ફરમાવ્યું કે મિયાં અશરફઅલી તમે મારી પાસે છ મહિના રોકાઈ જાઓ. પરંતુ હઝરત હકીમુલ ઉમ્મતના પિતાએ જુદાઈ બરદાશ્ત ન કરી, એટલા માટે હઝરત હાજી સાહેબે ફરમાવ્યું કે "પિતાની ઈતાઅત જરૂરી છે હમણાં જાઓ પછી જોઈશું"

## ઈજાઝત વ ખિલાફત

હઝરત શેખ (રહ.)ના ઉપરના હુકમની પૂર્ણતા પછી ના હજમાં કરી, જ્યારે આપ હિ.સ. ૧૩૧૦ માં મક્કા મુકર્રમા તશરીફ લાવ્યા અને હાજી સાહેબ (રહ.)ની ખાસ સોહબતથી પાવન થયા, જે લાંબા સમયથી પીર અને શાર્ગિદના દિલી તમન્ના હતી. એક બાજુ હાજી સાહેબની કુવ્વત અને બીજી તરફ હઝરત હકીમુલ ઉમ્મતની શકિત, બસ થોડા જ દિવસોમાં પરસ્પર સંબંધ મજબુત થઈ ગયો કે હઝરત હાજી સાહેબ એ ફરમાવવા લાગ્યા કે "બસ તમે મારા પુરા તરીકા પર છો". અને છ

મહિનાના ટુંકા ગાળામાં હઝરત હાજી સાહેબ નિઃચિંત્ત બનીને પોતાના મસલકની નિશાનીઓ જોઈને ખિલાફતની પદવી અને હિદાયતનો હોદ્દો અર્પણ કર્યો અને ખુદાની મખલુકની રહનુમાઈ માટે તાલીમ અને નસીહતની ઈજાઝત આપી, ત્યાર બાદ આપ હઝરત હાજી સાહેબ (રહ.)ની ઈજાઝતથી ભારત આવ્યા અને મદ્રસા જામિઉલ ઉલૂમ કાનપુરમાં આવીને દર્સ વ તદરીસ, વઅઝ વ ઈર્શાદ અને આંતરિક સુધારનો સિલસિલો શરૂ કર્યો. મક્કા મુકર્રમાની વાપસી વખતે હઝરત હાજી સાહેબે બે વસિય્યતો ફરમાવી હતી.

(૧)જુઓ મિયાં અશરફઅલી ભારત પહોંચીને તમને એક હાલત (આંતરિક) પેશ આવશે, ઉતાવર ન કરશો, મને જાણ કરતા રહેવું.

(૨)કયારેક 'કાનપુર' ના સંબંધથી દિલ ઉચાટ થઈ જાય તો બીજી જગ્યાએ સંબંધ ન બાંધજો, ખુદા પર ભરોસો કરી 'થાનાભવન' જઈ બેસી રહેવું.

તેથી કાનપુરમાં ૧૪ વરસ ખિદમત કરી આપ હિ.સ. ૧૩૧૫ માં હઝરત હાજી સાહેબના મશવરાથી મદ્રસાની જવાબદારીથી મુકત થયા અને પોતાના વતન તેમજ પોતાના પીર વ મુર્શિદની યાદગાર 'ખાનકાહે ઈમ્દાદિયા' માં તશરીફ લઈ ગયા અને થાનાભવનમાં રોકાણ કર્યુ. હઝરત હાજી સાહેબને તેની જાણ થઈ તો ખૂબ જ ખુશી સાથે લખ્યુંઃ

"સારૂ થયું કે આપ થાનાભવન તશરીફ લઈ આવ્યા, ઉમ્મીદ છે કે આપથી મોટા ભાગની મખ્લુકને આંતરિક અને બાહય લાભ થશે અને આપ અમારા મદ્રસા (ઈમ્દાદુલ ઉલૂમ) અને મસ્જિદને ફરી આબાદ કરશો, હું દરેક વખતે આપના હકમાં દુઆ કરું છું અને ખ્યાલ રહે છે.

(મકતૂબાતે ઈમ્દાદિયાઃ ૨૬)

# ખાનકાહે ઈમ્દાદિયા

આપ ખાનકાહે ઈમ્દાદિયામાં કાયમી રોકાણ કરી અલ્લાહ પર વિશ્વાસ સાથે પોતાના બુઝુર્ગોના કાર્યમાં મશગુલ થઈ ગયા પછી વ્યકિતગત સુધાર અને આંતરિક તરબીયતને વધુ વેગ મળ્યો અને આ સ્થળ રૂહાની બિમારીના ઈલાજ માટેનું મરકઝ બની ગયું.

સમય વિતતો ગયો અને આ ખાનકાહની પ્રગતિમાં રોજ બરોજ વધારો થતો ગયો, અહીંયા સુધી કે આ ખાનકાહ એક પ્રખ્યાત ખાનકાહ બની ગઈ જે એક જ વખતમાં દીની ઈલ્મ અને હુન્નરનો એક ઈદારો બની ગયો, જ્યાંથી દીનના અગત્યના મસાઈલ ઉપર કાર્ય થયું અને આ ખાનકાહ એક દીની દર્સગાહ પણ હતી જ્યાં કુર્આન અને હદીષ સાથે સાથે સભ્યતા અને અખ્લાકની તાલીમ આપવામાં આવતી હતી, આ ખાનકાહ ભારત–પાકની પ્રખ્યાત દાઉલ ઈફતા પણ હતી જ્યાંથી આધુનિક મસાઈલને હલ કરવામાં આવતા. આ ખાનકાહમાં મોટા ઉલમા, અવામ અને ખાસ દરેક પ્રકારના લોકો ટુંકી મુદતમાં તઝકિયએ નફસ, તરબીયતે બાતીન અને સભ્યતાથી પૂર્ણ બની હકીકતે તસવ્વુફ, એહસાન અને સુલૂકના શિખરો સર કરી મશાઈખે તરીકત બન્યા, અને આ રોશનીને પોતાની અંદર ગ્રહણ કરી, દેશના ખૂણા ખૂણામાં ફેલાઈ ગયા તેમના ફાયદાઓ આજ સુધી ચાલુ છે. અને હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)ની દિલની તમન્ના પૂરી થઈ.

سید یزداں مراد متقیں

# સંપાદનો અને કૃતિઓ

આપના સંપાદનોની સંખ્યા જેમાં નાના–મોટા રિસાલા અને કિતાબો છે તેમાં લગભગ નવસો દસ (૯૧૦) જેટલી છે. તેમાંથી ૧૩

કિતાબો અરબીમાં લખી અને બીજી ઉર્દુમાં, હઝરત પોતાની કિતાબોમાં એ વાતનો ખ્યાલ રાખતા કે જે લોકો માટે કિતાબ લખવામાં આવી રહી છે તેનું બયાન પણ તેમની કક્ષા પ્રમાણે હોય. તેનો ખ્યાલ આપની કિતાબોમાં મકબુલ અને આમ કિતાબ 'બહિશ્તે ઝેવર' અને બીજી બાજુ ઈલ્મી સંપાદનમાં બયાનુલ કુર્આન જોઈ શકાય છે.

આપ (રહ.)ના લગભગ ચારસો મવાઈઝ પ્રકાશિત થઈ ગયા છે, મવાઈઝ સિવાય હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ના ઈફાદાત જે દરરોજના મલફુઝાત છે જે લગભગ સાઠ (૬૦) ભાગમાં છે તેમાંનો દરેક ભાગ હઝરતની નજરથી પ્રકાશિત થયો.

## સંપાદનોની માલિકી

કિતાબો હઝારોની નહિ, લાખોની સંખ્યામાં વેચાઈ કોઈ બીજો હોત તો લાખોપતિ બની જતો, હઝરતની ઉદારતા અને લિલ્લાહિયતની બીજી કઈ દલીલ હોય શકે કે સંપાદનોની મકબૂલિયત છતાં કોઈ કિતાબનો હક રાખ્યો નથી દરેકને છાપવાનો હક આપી દીધો.

## ઈસ્લાહ વ તરબીયત

ઈસ્લાહ વ તરબીયતના સિલસિલામાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ની એક મોટી વિષેશતા એ છે કે આપે પોતાના મવાઈઝ, મલફુઝાત અને આમ મજલિસોમાં અકાઈદ વ ઈબાદતની અગત્યતા સાથે અખ્લાક, મઆમલાત અને અમલી ઝિંદગી ઉપર જોર આપ્યું અને લોકોને શેખની રહનુમાઈમાં જાતે પોતાની ઈસ્લાહ તરફ ધ્યાન દોર્યુ.

આપને ત્યાં બાહય દેખાવ, કરામત અને ચમત્કાર પર એટલું જોર ન હતું જેટલું કે અકાઈદ, ઈબાદત, મઆમલાત, મઆરિફત અને તરીકતની સુધારણા માટે હતું, ફરમાવ્યા કરતા કે 'ભાઈ હું તો મારી

મજલિસને બુઝુર્ગોની મજલિસ નથી બનાવવા માંગતો, માનવોની મજલિસ બનાવવા માંગુ છું અને ફરમાવતા કે હું તો કહયા કરું છું કે બુઝુર્ગ બનવું હોય, વલી બનવું હોય, કુતુબ બનવું હોય તો બીજે જાવ અને માનવ બનવું હોય તો મારી પાસે આવો. એટલા માટે કે માનવ બવનું ફરજ છે. બુઝુર્ગ બનવું ફરજ નથી એટલા માટે કે માનવ ન બનવાથી બીજાને તકલીફ થશે અને બુઝુર્ગ ન બનવાથી પોતાને જ તકલીફ થશે.

## તઝકિયએ નફસ અને આંતરિક તરક્કી

આપ ચારે સિલસિલા ચિશ્તિયા, નકશબંદીયા, સહરવર્દિયા અને કાદરિયામાં બયઅત ફરમાવતા હતા, પરંતુ તેની સાથે બયઅતને જરૂરી ન ફરમાવતા બલકે તાલિબના મગજમાં એ વાત ઉતારતા કે તઝકિયએ નફસ અને બાતિનની તરક્કી બયઅત પર આધારિત છે ન કે અવરાદ વ વઝાઈફ પર, બલકે અસલ ચીજ જેનાથી મારિફત, તકવા, શરાફતે નફસ પ્રાપ્ત થાય છે અને ખુદાથી સંબંધ જોડાય છે તે માત્ર જાહિર અને બાતિનના હુકમ પર અમલ અને ઈત્તિબાએ સુન્નતથી છે જે દરેક વ્યકિત પર ફર્ઝ અને વાજિબ છે અને તે જ હેતુ તસવ્વુફ વ સુલુકનો છે.

## સંસ્કાર અને અખ્લાક

આપ ખૂબ જ તાકીદ સાથે ફરમાવતા કે બંદાઓના હકો અદા કરવા, અવરાદ વ વઝાઈફથી વધારે જરૂરી છે, તેને છોડવા પર પકડ થશે અને વઝાઈફને છોડવા પર કોઈ પકડ નથી, એ તો મુસ્તહબ છે. લોકો જરૂરી કામને છોડીને બિન જરૂરી કામોને અપનાવે છે. એટલા માટે હઝરતને ત્યાં સૌથી વધારે એહતિમામ સંસ્કારો અને અખ્લાકનો હતો, આપ ફરમાવતા હતા કે "મારી તાલીમ વ તરબીયતનો સમગ્ર આધાર તેની ઉપર જ છે, હું તરીકમાં સંસ્કારો અને અખ્લાકને સૌથી વધારે મહત્વ

આપું છું." માટે જ્યારે અખ્લાક સારા બને છે તો આ'માલ પણ સાથે બની જાય છે અને જ્યારે આ'માલ અને અખ્લાક સારા ન હોય તો ઝિક્રથી કોઈ ફાયદો થતો નથી, એટલા માટે અખ્લાક અને આમાલની ખરાબી એવી આડ છે જે તેના ફાયદાઓને દિલમાં ઉતરવાથી રોકે છે.

## તાલીમ વ તરબીયતના બુનિયાદી ઉસૂલ

હઝરતની તાલીમ વ તરબીયતના કેટલાક ખાસ બુનિયાદી ઉસૂલ હતા. જેની સમજ પેદા થવાથી તરીકમાં પરેશાની, મુશ્કેલી અને વહેમ બાકી રહેતો નથી. દા.ત.

(૧)દીનને દુનિયા પર અગ્રતા આપવી.
(૨)કોઈ પણ વૈકલ્પિક કાર્યોમાં આળસ ન કરવી.
(૩)પોતાના શકિત બહારના કાર્યોની માંગ ન કરવી.
(૪)સાલિકે (જે ખુદાની નિકટતા ઈચ્છે) પોતાની પસંદ છોડવી.
(૫)પોતાના કામો અલ્લાહ પર છોડવા.
(૬)શરીઅતના મકસદને સામે રાખવા.
(૭)શરીઅત વિરુધ્ધના કાર્યો તરફ ધ્યાન ન આપવું.
(૮)બાતીનની હાલતને પ્રશંસનીય સમજવી, જરૂરી નહીં.
(૯)અસલી કાર્યોથી પરાજિત ન થવું.
(૧૦)બલકે અકલના ફતવા પર અમલ કરવો.
(૧૧)હંમેશા અકલને શરીઅતની તાબે રાખવી.

## તસવ્વુફની હકીકત

શરીઅત અને તસવ્વુફને સ્વાર્થી પીરોએ અલગ અલગ બતાવીને ખુદાની મખ્લુકને ગુમરાહ કરીને શિર્ક વ બિદઆતની રસમોમાં જકડી રાખી હતી. હઝરત થાનવી (રહ.)એ આનો પર્દો ફાશ કર્યો અને શરીઅત

તેમજ તસવ્વુફની હકીકતથી ઉમ્મતને ફરી માહિતગાર કરી અને કહયું કે તસવ્વુફ શરીઅતથી અલગ નથી, બલ્કે શરીઅતનો જ એક ભાગ છે. શરીઅતના બે ભાગ છે એક જાહેરી હુકમો તેને શરીઅત કહે છે બીજા બાતીની હુકમો તેને તરીકત અને તસવ્વુફ કહે છે, જે કામ અથવા અમલ ખુદા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમની વિરુધ્ધ હોય તે કુફ્ર છે અથવા અધર્મ અથવા શિર્ક વ બિદઅત, તસવ્વુફ, તરીકત અથવા શરીઅતથી તેનો કોઈ સંબંધ નથી.

## વખત અને ઉસૂલની પાબંદી

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) ઉસૂલના ખૂબ જ પાબંદ હતા. વખતને બરબાદ ન થવા દેતા હતા. ખાવા, પીવા, સુવા, જાગવા, ઉઠવા, બેસવાના વખત નક્કી હતા, તેની ઉપર સખતીથી અમલ કરતા હતા. અલ્લાહ તઆલાએ વખતમાં પણ ખૂબ જ બરકત અતા ફરમાવી હતી. એક વખતે ફરમાવ્યું કે મને વખતની પાબંદીનો એહતિમામ બાળપણથી જ છે, જે તે વખતથી લઈને આજ સુધી બરાબર છે અને આ તેની બરકત છે કે અલ્લાહ તઆલાએ મારાથી આ કામ લીધું. હું એક ઘડી પણ બેકાર રહેવાનું પસંદ કરતો નથી. મારા ઉસ્તાદ હઝરત મવલાના મહમુદુલ હસન દેવબંદી સાહેબ (રહ.) એક વખત થાનાભવન તશરીફ લાવ્યા, મેં તેમના આરામ અને રાહત માટેની બધી વ્યવસ્થા કરી જ્યારે લખવાનો વખત આવ્યો તો અદબપૂર્વક અરજ કરી કે હઝરત હું આ સમયે કંઈક લખું છું જો હઝરત ઈજાઝત આપે તો થોડીવાર લખીને પછી હાજર થઈ જઈશ. જો કે તે દિવસે લખવામાં મારુ દિલ લાગ્યું નહિ પરંતુ રજા ન પાડી કે બે બરકતી ન થાય. થોડુ લખીને હાજર થઈ ગયો. હઝરતને આશ્ચર્ય થયું કે આટલી જલદી આવી ગયા, અરજ કરી હઝરત અમુક લીટીઓ લખી લીધી કે મા'મુલ પુરો થઈ જાય.

હઝરત મવલાના અબ્દુલ માજીદ દરયાબાદી (રહ.) ફરમાવે છે કે "દરેક કામ પોતાના વખતમાં દરેક ચીજ પોતાની જગ્યાએ, ખાવા, પીવા, ચાલવા, ઉઠવા, બેસવા બધાના ઉસૂલ, બધાના આદાબ, દરેક વાતચીત એક હેતુ માટે, જીભ પર એટલો કાબુ મેં કોઈ બુઝુર્ગનો નથી જોયો અને વિર્દ–વઝાઈફ પર જેટલુ જોર બીજી જગ્યાએ છે તેનું અહીંયા કામ જ ન હતું. રીત–રિવાજોથી દુરી, દેખાવાથી દુર રહેવું, બસ પોતાના કામથી કામ, બીજાને તકલીફથી બચાવવો, બંદાઓની ખિદમત ઈબાદતના દરજ્જામાં, બસ આ જ ખૂબી મજલિસે અશરફીમાં જોવા મળે છે.

## શ્રેષ્ઠ નમૂનો રસૂલે અકરમ (સલ.)

નબુવ્વતની તાલીમના ઉધ્ધારક અને એક મુજદ્દિદની એ શાન હોવી જોઈએ કે તેની ઝિંદગીનું દરેક કાર્યઃ

{لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ}

(તમારા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિંદગી શ્રેષ્ઠ નમૂનો છે.) પર ફીટ થવું જોઈએ, કારણ કે તે મુસલમાનોમાં સુન્નતને જીવંત કરવાની તાલીમ અને તબ્લીગ કરી રહયો છે, તો પોતે પણ આ તાલીમનો તે નમૂનો હોવો જોઈએ. એટલા માટે બધા કાર્યો મઆમલાત, મુઆશરત, અખ્લાક, આદાત વગેરે ઈત્તિબાએ સુન્નતમાં હોય, અલ્લાહ તઆલાએ હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ની તબીયતમાં સુન્નતની પેરવીનો જઝબો અતા ફરમાવ્યો હતો. હઝરતના જીવનના બધા કાનૂન અને જીવવાનો અંદાજ સુન્નતની પેરવીમાં જ નજર આવતો હતો.

હઝરતે પોતાના આંતરિક અને બાહય આમાલોને નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નમૂનામાં એવા ઢાળ્યા હતા કે એક મુહબ્બતની શાન પેદા થઈ ગઈ હતી.

ز فرق تا بہ قدم ہر کجا کہ می نگرم

کرشمہ دامن دل می کشد کہ جا ایں جاست

## ઈત્તિબાએ સુન્નતનો એહતિમામ

એક વખતે આપે ફરમાવ્યું કે મને એક દિવસે વિચાર આવ્યો કે અમે ઈત્તિબાએ સુન્નતનું ખૂબ જ બયાન કરીએ છીએ, પરંતુ તેનો કોઈ ભાગ પણ અમારી અંદર છે કે નહિ? તેથી મેં ત્રણ દિવસ સુધી સવારથી રાત સુધીના બધા અમલોનું નિરીક્ષણ કર્યુ જોવાનું એ હતું કે કેટલી સુન્નતો પર અમલ અને આદતથી કરીએ છીએ અને કેટલી સુન્નતો પર અમલની તૌફીક ઈલ્મ હાસિલ કરવા પછી થઈ. તેથી ત્રણ દિવસ સુધી બધા અમલોની તપાસ કર્યા પછી બધા અમલો સ્પષ્ટ થઈ ગયા. અલ્હમ્દુલિલ્લાહ અલા ઝાલિક.

આ ચકાસણી કર્યા પછી હઝરતે એક બયાન ફરમાવ્યું તેનું નામ 'الغالب غالب' છે, તેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તે અમલો અને ઈર્શાદોનું વર્ણન છે જેની પેરવીનો આપણને હુકમ છે અથવા તેનો સંબંધ મુહબ્બતથી છે. તેમાં હઝરતે પોતાની કિતાબ "હયાતુલ મુસ્લિમીન" ના પ્રકરણ આઠ તરફ ધ્યાન દોર્યુ. તેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉસ્વએ હસનહનું વર્ણન છે. હઝરતે તેને વાંચનમાં રાખવાની ખૂબ જ તાકીદ કરી છે, અને ફરમાવ્યું કે મને યકીન છે કે તેના વાંચનથી જરૂર નફો થશે, ઈન્શાઅલ્લાહ જરૂર નફો થશે.

'હયાતુલ મુસ્લિમીન' ને પોતાના માટે નજાતનું કારણ સમજતા હતા. ફરમાવતા હતા કે 'મારો દૃઢ વિશ્વાસ છે કે તેમાં મારી નજાત થઈ જશે. તેને હું આખી ઝિંદગીની પૂંજી સમજુ છું."

હકીકત એ છે કે ઈત્તિબાએ સુન્નતમાં જ આપણાં માટે પવિત્ર જીવન છે અને દીન વ દુનિયાની કામયાબી છે અને અલ્લાહ તઆલાએ પોતાના કલામમાં તેનું એલાન ફરમાવ્યું છે કે જે પણ મારા મેહબુબનો ઈત્તિબાઅ કરશે, અલ્લાહ તઆલા તેનાથી મુહબ્બત કરશે. એક અશકત બંદા માટે તેનાથી મોટુ એહસાન કયું હોઈ શકે?

جب ان کو اعتراف محبت ہے عارفی
کیا اس سے بڑھ کر اور تمنا کرے کوئی

## પવિત્ર ટેવો

હઝરતને બાળપણથી જ પાક–સાફ રહેવાની અને દરેક કાર્યને ઢંગથી કરવાની આદત હતી અને આપને હંમેશા તેનો ખ્યાલ રહયો કે મારા કારણે કયારેય કોઈને તકલીફ ન પહોંચે, મોટે ભાગે શરૂથી જ પોતાના હાલાત અને આમાલની ચકાસણી કરતા હતા. સંબંધીઓ સાથેનો વ્યવહાર આપે ઝિંદગીભર અદા કર્યો. આપ રૂપિયાને કયારેય ડાબા હાથથી ન લેતા હતા અને પગરખાને કયારેય જમણાં હાથમાં ન લેતા હતા. જાજરૂમાં કયારેય ઉઘાડા માથે ન ગયા, જ્યારે રસ્તામાં ચાલતા તો સારો રસ્તો બીજા માટે છોડી દેતા હતા આમાં પશુઓની પણ રિઆયત કરતા હતા. કોઈનું રસ્તામાં શ્રદ્ધા માટે પાછળ રહેવાનું પસંદ ન કરતા હતા ફરમાવતા કે ચાલવું હોય તો બરાબર ચાલો અથવા દુર થઈ જાઓ.

## આપનો સ્વભાવ

حو بی ہمیں کرشمہ او ناز خرام نیست
بسیار شیوہ ہاست بتاں را کہ نام نیست

આપનો સ્વભાવ એટલો સાદો અને સાધારણ હતો કે સામાન્ય નજરમાં કોઈ પણ ખાસ વાત જોવા મળતી ન હતી, એવું લાગતું હતું કે શરીઅત અને સુન્નત હઝરતની આદત બની ગઈ છે એટલા માટે જ આપ નાજુક તબીઅતના હતા કોઈ કાર્ય પણ હદથી વધતું તેને આપ પોતાને માટે પસંદ કરતા અને ન બીજા લોકો માટે. કોઈ વ્યકિતને આપનું કામ હોતુ તો આપ તેને વધુ રાહ ન જોવરાવતા પહેલા જ તેને ફારિગ કરી દેતા, એવી રીતે પોતે પણ રાહ જોવાને પસંદ ન કરતા હતા. એવું ઈચ્છતા હતા કે જેના ઝિમ્મે જે કામ છે તે પૂર્ણ કરીને ખબર કરી દે.

નાના બાળકોથી પણ આપણને ઘણો પ્યાર હતો. કયારેક બાળકો સાથે મજાક પણ કરતા હતા. ફરમાવતા હતા કે તબીબોએ શકિતવર્ધક અને ઉત્સાહ વધારનાર તેમજ આનંદદાયક અને ઉત્સાહ જનક ચીજોનું મોટુ લિસ્ટ તૈયાર કર્યુ છે પરંતુ બે વસ્તુઓ છોડી દીધી છે એક તો રૂપિયા જે શકિત વધારવામાં મોટો ભાગ ભજવે છે અને બીજુ નાના બાળકો જે આનંદમાં વધારો કરે છે.

આશીર્વાદ મેળવવામાં આપ ખાસ વ્યકિતઓથી પણ અતિરેક કરવામાં પરહેજ કરતા હતા, પોતાના મિત્રો અને સંબંધીઓથી પણ આપ ભાગ્યે જ કોઈ ચીજની માંગણી કરતા હતા અને કયારેક કોઈ ચીજની માંગ કરી લેતા તો પહેલા શરત કરી લેતા કે તેની કિંમત લેવી પડશે, મિત્રો અને સંબંધીઓની સામાન્ય ભૂલોને મોટે ભાગે દરગુજર કરતા હતા.

## ફુઝુલિયાતથી પરહેજ

હઝરત થાનવી (રહ.) કિમતી સામાન પોતાના વપરાશમાં ન રાખતા હતા, ખૂબ જ સામાન્ય અને થોડો સામાન પોતાની જરૂરિયાતમાં વાપરતા હતા. જરૂરતથી વધારે કોઈ ચીજ પોતાની પાસે ન રાખતા હતા,

જો કોઈએ એવો હદિયો પેશ કર્યો જે હઝરતની જરૂરતનો ન હતો ભલે તે વપરાશની ચીજ હોય કે ખાવા–પીવાની, તો ખાસ લોકોથી તો એ હદિયો કબૂલ ફરમાવી લેતા પરંતુ તેને પોતાના ખાસ સંબંધીઓને ખૂબ જ ઓછી કિંમતે આપી દેતા અથવા વિના મૂલ્યે આપી દેતા તેનાથી હઝરતની તરબીયતનો અંદાજ લગાવી શકાય છે કે હદિયો આપનારને બોધ મળે. ફરમાવે છે કે સૌથી હળવો અને હૃદયને સંતોષ અપાવે એવો હદિયો રોકડ રકમ છે. આ દરેક જરૂરત વખતે કામ આવી શકે છે. ફરમાવે છે કે ખુદા જાણે છે કે મને થોડી પણ ફુઝુલિયાત પસંદ નથી. આપ ફરમાવતા કે બાળપણથી જ મારો દિમાગ એ વાતથી ટેવાયેલો છે કોઈ સામાન્યથી સામાન્ય વાત પણ હોય, જો યોગ્ય ન હોય તો મારી સમજમાં ન આવતી. એવી રીતે ન અસ્પષ્ટ તકરીર કરું છું અને ન અસ્પષ્ટ તકરીર સમજુ છું, કુદરતી રીતે મારો દિમાગ એવો જ છે. આપની એક આદત હતી કે કોઈ વિષય સમજવામાં વધારે તકલીફ ન ઉઠાવતા હતા, બસ જે સમજમાં આવ્યું તે આવી ગયું નહિ તો છોડી દેતા, વધારે મેહનત ન કરતા હતા અને તેની ઉપર અમલ કરતા હતા કે اذا لم تستطع شيئا فدعه એટલે જે ચીજની તમારામાં તાકત ન હોય તેને છોડી દો. ઉપરાંત અઘરા તરીકાને છોડીને આસાન માર્ગને અપનાવવા પર આ હદીષ પર અમલ કરતા હતા.

"ماخير صلى الله عليه وسلم فى امرين الا اختار ايسرهما"

એટલે રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)બે ચીજોમાં થી આસાન હોય તેને પસંદ કરતા હતા.

## આપની વફાત

વફાતથી લગભગ પાંચ વરસ પહેલા ૭૭ વરસની ઉંમરે બિમારી શરૂ થઈ જે વધતી જ ગઈ. સુન્નતની પેરવીમાં ઈલાજ ચાલું રહયો પરંતુ

બિમારી વધતી રહી. અલ્લામા સય્યિદ સુલેમાન નદવી (રહ.) આપની બિમારી અને વફાત વિશે લખે છે "મેહફીલની રાતનો તે સવારનો દિપ જે અનેક વરસોથી બિમારી અને કમઝોરીના ઝોંકામાં ઓલવાઈને સળગી રહયો હતો અંતે ૮૨ વરસ ૩ મહિના અને ૧૦ દિવસ સળગીને ૧૭ રજબ હિ.સ. ૧૪૬૨ મુતાબિક ૨૦ જુલાઈ ૧૯૪૩ની રાત્રે હંમેશા માટે ઓલવાઈ ગયો. اناللہ وانا الیہ راجعون

داغ فراق صحبت شب کی جلی ہوئی

ایک شمع رہ گئی تھی سو وہ بھی خموش ہے

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ની કેટલીક વસિય્યતો અને મશવરો.

(૧) હું પોતાના મિત્રોને ખાસ અને બધા મુસલમાનોને આમ ઘણી તાકીદ સાથે કહું છું કે દીનનું ઈલ્મ જાતે શિખવું અને પોતાની અવલાદને શિખવવું દરેક મુસલમાન પર ફરજ છે ભલે કિતાબ દ્વારા હોય અથવા સોહબત, તે સિવાય બીજી કોઈ સુરત નથી કે દીનના ફિતનાથી હિફાઝત થઈ શકે, તેની આજે ખૂબ જ કસરત છે, તેમાં બિલ્કુલ ગફલત ન કરે.

(૨) તાલિબે ઈલ્મ–વિદ્યાર્થીઓને વસિય્યત કરું છું કે માત્ર દર્સ વ તદરીસ પર ગર્વ ન કરે, તે ફાયદાકરાક છે, અલ્લાહ વાળાઓની ખિદમત, સોહબત, તેમની કૃપાનો એહતિમામ કરવો.

ہے عنایات حق و خاصان حق

گر ملک باشد سیہ ہستش ورق

(૩) દીની અથવા દુનિયાની તકલીફો પર નજર કરીને આ કાર્યો પર ખાસ નજર રાખવાનો મશવરો આપું છું:

(૧)ઈચ્છા અને કામવાસનાના તકાદાઓ પર અમલ ન કરે.

(૨)ઉતાવળ ખૂબ જ બુરી ચીજ છે.

(૩)મશવરા વગર કોઈ કામ ન કરે.

(૪)ગીબત સદંતર છોડી દે.

(૫)વધુ વાતચીત ભલે તે જાઈઝ હોય અને જરૂરત વગરનો મેળાપ અને ખાસ કરીને જ્યારે વિશ્વાસુ બનાવી લેવામાં આવે, તે ખૂબ જ નુકસાનકારક છે.

(૬)તિવ્ર ઈચ્છા વગર ખાવાનું ન ખાવું જોઈએ.

(૭)તિવ્ર ઈચ્છા અને જરૂરત વગર પત્નીથી સંભોગ ન કરવો.

(૮)સખત જરૂરત વગર કરજ ન લે.

(૯)ફુઝુલ ખર્ચી ન કરવામાં આવે.

(૧૦)જરૂરત વગરનો સામાન એકઠો ન કરે.

(૧૧)સખત મિજાઝ અને ક્રોધની આદત ન નાંખવી.

(૧૨)સબર અને બરદાશ્ત કરવાને પોતાની ઓળખ બનાવવી.

(૧૩)વધારે બનાવટથી બચવું, વાતચીત, અમલ, ખાવા–પીવા અને લિબાસમાં.

(૧૪)આગેવાનોને જોઈએ કે ધનવાનોથી ખરાબ વ્યવહાર ન કરે, અને ન વધારે સંબંધ રાખે અને ન તેમને મકસદ બનાવે, ખાસ કરીને દુનિયાનો નફો હાસિલ કરવા માટે.

(૧૫)મામલાતની સફાઈને વફાદારીથી પણ વધારે ઉત્તમ સમજે.

(૧૬)રિવાયાત અને હિકાયાતમાં ખૂબ જ સાવચેતી રાખે, તેમાં મોટા મોટા દીનદાર અને સમજદાર લોકો ગફલત વર્તે છે ભલે સમજવામાં અથવા નકલ કરવામાં.

(૧૭)જરૂરત વગર અને ઈજાઝત વગર તેમજ તબીબને બતાવ્યા

વગર કોઈ દવા ન વાપરવી.

(૧૮)જુબાનની હોંશિયારીથી સાવધ રહે.

(૧૯)હક પર રહેવું પોતાની વાત પર અડી ન રહેવું.

(૨૦)જરૂરત વગરના સંબંધો ન વધારવા.

(૨૧)કોઈના દુનિયાના મામલામાં દખલ ન કરે.

(૪) હું મારા સંબંધીઓને વિનંતી કરું છું કે દરેક વ્યકિત આખી ઝિંદગી યાદ રાખીને દરરોજ યાસીન શરીફ અથવા ત્રણ વખત કુલ્હુવલ્લાહુ અહદ પઢીને મને બખ્શી દે. પરંતુ કોઈ કાર્ય સુન્નત વિરુધ્ધ, બિદઅત આમ અને ખાસ લોકો માંથી કોઈ ન કરે.

(૫) દુનિયાથી મુહબ્બત ન કરવી અને કોઈ ઘડી પણ આખિરતની ફિકરથી ખાલી ન રહેવું, હંમેશા એવી હાલતમાં રહે કે જો હામણાં જ મરણનો પયગામ આવી જાય તો કોઈ ફિકર ન હોય.

{لولا اخرتنی الی اجل قریب فاصدق و اکن من الصالحین}

(એટલે હે અલ્લાહ તું મને થોડી મોહલત આપી દે જેથી હું ખૂબ સદકો કરું અને નેક લોકોમાંથી થઈ જાઉં.) અને દરેક ઘડી એવું સમજે:

شاید ہمیں نفس واپسیں بود

અને હંમેશા દિવસના ગુનાહોથી રાત પહેલા અને રાતના ગુનાહોને દિવસ પહેલા તોબા–ઈસ્તિગ્ફાર કરે અને બંદાઓના હકોથી ફારિગ થઈ જાય.

(૬) ખાતિમા બિલ ખૈરને બધી નેઅમતોથી અફઝલ સમજે અને હંમેશા ફર્ઝ નમાઝો પછી ખૂબ જ આજીજી અને નમ્રતાથી દુઆ કરે અને ઈમાન હાસિલ થવા પર શુક્ર કરે કે {لئن شکرتم لازیدنکم} (એટલે જો તમે શુક્ર કરશો તો હું તેમાં વધારો કરીશ.) આ પણ ખાતિમા બિલ ખૈર માટેનું

કારણ છે અને તેની સાથે પોતાના માટે પણ દુઆની ગુજારિશ કરી આ વિષયને પૂર્ણ કરું છું. અલ્લાહ તઆલા મારો પણ ઈમાન પર ખાતિમો નસીબ ફરમાવે. આમીન

## સમાપ્ત



# આગલા નિષ્ઠાવાન અને આજના લોકોની મિષાલ શરીઅતની નજરમાં

عَنْ مِرْدَاسٍ الْاَسْلَمِى قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ يَذْهَبُ الصَّالِحُوْنَ الْاَوَّلُ فَالْاَوَّلُ وَتَبْقٰى حُفَالَةٌ كَحُفَالَةِ الشَّعِيْرِ اَوِ التَّمْرِ لَا يُبَالِيْهِمُ اللّٰهُ بَالَةً.

હઝરત મિરદાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ)એ ફરમાવ્યું: નેક લોકો એક એક કરીને ઉઠી જશે, અને એવા લોકો બાકી રહેશે જે એમની સરખામણીમાં જવની ભૂસી અથવા નકામી રદદી ખજુરોના છોતરા, તેમની અલ્લાહને કોઇ પરવા નહિ હોય.

(બુખારી, મિશ્કાત પા. ૪૫૮)

તશરીહ: જયારે પડતીની આ હાલત છે તો અંદાજો લગાવો કે તે આગલા લોકો અને આજના લોકોની હાલતને સામે રાખીને જો વિચારીએ કે આજે તેરસો વરસ પછી અમારી નિસ્બત સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)થી કેવી હશે, છે કોઇ તેનો અંદાજો લગાવી શકે? મને કેટલાક અકાબિરોના કથનો પહોંચયા છે તેઓ ફરમાવતા હતા કે જો પૂર્વજો આજે હાજર હોત તો તેઓ આપણને કાફિર અને આપણે તેમને પાગલ સમજતા. દુનિયાની પ્રગતિની ઝડપનો અંદાજો તો માત્ર એક વાતથી થઇ શકે છે કે પહેલા હજનો સફર મહિનાઓમાં પૂરો થતો હતો તે પ્રગતિ કરતા કરતા આજે અમુક કલાકોમાં પૂરો કરી શકાય છે. અર્થાત એવા હવાઇ જહાઝ ઉપયોગમાં આવે છે કે અવાઝની ઝડપથી તેજ છે પરંતુ કોઇ એવો પણ છે. જે દીની અધોગતિ (પડતી)ની ઝડપે ખૂણામાં બેસીને વિચારી શકે છે કે આપણે કયાંથી કયાં પહોંચ્યા છીએ. રાજામાંથી પ્રજા અને પ્રજામાં પણ આપણું કેવું સ્થાન છે? માત્ર આ તકરાર નથી બલકે વિચાર એ કરવાનો છે કે આપણી પાસે ઈસ્લામ કેવો હતો અને આજે આપણી પાસે કેટલો ઈસ્લામ બાકી છે.

તેનો જવાબ એક સહાબી (રદિયલ્લાહુ અન્હુ)થી સાંભળીએ, જેનાથી આપણને અંદાજો આવી જાય. બુખારી શરીફમાં છે કે હઝરત અબુદર્દા (રદિયલ્લાહુ અન્હુ) એક દિવસે ગુસ્સામાં પોતાના ઘરમાં તશરીફ લાવ્યા તો તેમની

પત્નીએ તેમનાથી પૂછયું કે આજે આટલા ગુસ્સામાં કેમ છો? તેમણે જવાબ આપ્યો કે ખુદાની કસમ નુબુવ્વતના સમયની કોઈ વાત હવે નથી જોતો માત્ર એટલું કે લોકો એક જગ્યાએ ભેગા થઈને નમાઝ પઢી લે છે અને બસ બાકી કાર્યોમાં ખૂબજ ફેરફાર જોવા મળે છે. (મિશ્કાત શરીફ ૯૭)

હઝરત અબૂદર્દા (રદિયલ્લાહુ અન્હુ)ના આ કથનને સમજવા માટે તે દીની નજર જરૂરી છે જે તેમને પ્રાપ્ત થઈ હતી.

આ બયાન તે સમયનું છે જેમાં સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) હાજર હતા અને અનુમાન કરી લો કે આપણા સમયમાં જો હઝરત અબૂદર્દા (રદિયલ્લાહુ અન્હુ) હાજર હોત તો શું કહેતા? આપણામાં કેટલા નમાઝી છે અને જે નમાઝ પઢે છે તે કેવી પઢે છે? વખત, સન્નત અને મુસ્તહબ અને જમાઅતનો કેટલો ખ્યાલ રાખે છે અને આ પણ માત્ર આદત પ્રમાણેની છે અથવા ખુદાની ઈબાદત સમજીને, તેમાં ખુશુઅ, ખુઝુઅ અને ઈખ્લાસ કેટલો? આ સવાલ એક તરફ છે ત્યાર પછીના દીનના બીજા વિભાગો પર નજર નાખો તો જબાનથી તરતજ "ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન" નીકળી જાય.

આ બધા પ્રશ્નોમાં સૌથી પહેલો પ્રશ્ન ઈમાન–યકીનનો છે અર્થાત આપણા દિલમાં ખુદાની તૌહીદ અને તેના રસૂલોની રિસાલત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ખાતિમુન્નબી હોવું, હશર,કબરનો અઝાબ, હિસાબ કિતાબ વગેરેની કેટલી મહત્વતા છે?માત્ર એટલું જ નહિ આ આદેશો પર યકીન માત્ર ખ્યાલ બની ગયો છે અને ત્યાંથી આગળ વધીને તેનો મઝાક ઉડાવવો આ આપણી મજલિસોનો આમ ધંધો બની ગયો છે. નઉઝુબિલ્લાહિ મિન ઝાલિક.

હકીકત આ છે કે જેટલી ઝડપે આ મેદાનોમાં પ્રગતિ કરી છે તેટલી ઝડપે અધોગતિની ગતિ પણ તેજ હોત કારણ કે જે જેટલી ઊંચાઈએથી પડે છે તે એટલો જ નીચે અને ઝડપી ગતિએ આવે છે. સૂરએ વત્તીનમાં ખૂબજ તાકીદ સાથે ફરમાવ્યું અમે માનવીને સૌથી શ્રેષ્ઠ આકારમાં પેદા કર્યો છે, પરંતુ તે પોતાના અમલોને કારણે પડયો તો અમે તેને નીચથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા તો તેઓ માટે અખૂટ સવાબ છે.

મતલબ કે જે ઈમાન પર કાયમ રહીને નેક અમલ કરતા રહયા આ બે સિફતોને કારણે આપણે નીચે પડવાથી બચી રહયા છીએ.